॥ ॐ ॥

# ॥ श्रीयजुर्वेदीय आह्निकप्रकाश ॥


યોજનાર:-બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા.

બીલખા. કાઠિયાવાડ.


પોતાનાં પરલોકગત શ્રી શ્રીમતી

લાડકુંવરબાઈના સ્મરણાર્થે

પ્રકટ કરનાર

ઠ. [illegible] વસનજી.

પોરબંદર. કાઠિયાવાડ.

"अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेद्द्विजः" ॥श्रुति॥

ભાવાર્થ:—વેદપ્રતિપાદિત સંધ્યાવંદનાદિક નિત્યકર્મ નહિ કરવાથી દ્વિજ પાપરૂપ દોષને પામે છે.

"संध्या स्नानं जपो होमः, स्वाध्यायो देवतार्चनम्।
वैश्वदेवातिथेयश्च, षट्कर्माणि दिनेदिने ॥"

श्रीपराशर ॥

ભાવાર્થ:—સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય, દેવતાની પૂજા તથા વૈશ્વદેવ અને અતિથિનો સત્કાર એ છ કર્મો પ્રત્યેકદ્વિજે પ્રતિદિવસ કરવાં જોઈએ.


સોળમી આવૃત્તિ. પ્રત ૧૧૦૦ સમગ્રપ્રત ૨૩૨૦૦

અમદાવાદ-પીરમશાહરોડ ઉપર શ્રી "નિર્મળ" પ્રિન્ટિંગ પ્રેસમાં શિવપ્રસાદ લલ્લુભાઈ ત્રિવેદીએ છાપ્યું.

શકે ૧૮૪૯ સંવત્ ૧૯૮૩ ખ્રીસ્તાબ્દ ૧૯૨૭

મૂલ્ય રૂ. ૦-૮-૦

॥ ॐ ॥

# ॥ श्रीयजुर्वेदीय आह्निकप्रकाश ॥

योजनारः-ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा.
बीलखा. काठियावाड.

પોતાનાં પરલોકગત માતુશ્રી શ્રીમતી
લાડકુંવરબાઈના સ્મરણાર્થે
પ્રકટ કરનાર
ઠ. કૃષ્ણદાસ વસનજી.
પોરબંદર. કાઠિયાવાડ.

"अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः" ॥श्रुति॥

ભાવાર્થ:—વેદપ્રતિપાદિત સંધ્યાવંદનાદિક નિત્ય-કર્મ નહિ કરવાથી દ્વિજ પાપરૂપ દોષને પામે છે.

"संध्या स्नानं जपो होमः, स्वाध्यायो देवतार्चनम्।
वैश्वदेवातिथेयश्च, षट्कर्माणि दिनेदिने ॥"

श्रीपराशर ॥

ભાવાર્થ:—સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય, દેવતાની પૂજા તથા વૈશ્વદેવ અને અતિથિનો સત્કાર એ છ કર્મો પ્રત્યેકદ્વિજે પ્રતિદિવસ કરવાં જોઇએ.

સોળમી આવૃત્તિ. પ્રતિ ૧૧૦૦ સમગ્રપ્રતિ ૨૩૨૦૦

અમદાવાદ-પીરમશારોડ ઉપર ધી "નિર્મળ" પ્રિન્ટિંગ પ્રેસમાં શિવપ્રસાદ લલ્લુભાઈ ત્રિવેદીએ છાપ્યું.

શકે ૧૮૪૯ સંવત્ ૧૯૮૩ ખ્રીસ્તાબ્દ ૧૯૨૭

મૂલ્ય રૂ. ૦-૮-૦

# મુમુક્ષુ દ્વિજોને સૂચના.

સ્નાનવડે પોતાના સ્થૂલશરીરના મલની નિવૃત્તિની સાથે પોતાની ઇંદ્રિયોના અને અંતઃકરણના મલોની નિવૃત્તિ પણ થાય છે એવી ભાવના સ્નાનકાલે મુમુક્ષુએ રાખવી જોઇએ.

સંધ્યાકાલે સૂર્યમંડલના અભિધાનરૂપ બ્રહ્મની સાથે પોતાના શરીરે રોકેલા ચેતનરૂપ આત્માનો અભેદ છે એવી ભાવના અન્ય વિચારોને દૂર કરીને તેણે રાખવી જોઇએ.

તેણે જપકાલે વાણીવડે મંત્રનું ઉચ્ચારણ કરવું, અને મનવડે તે મંત્રવડે પ્રતિપાદ્ય સૂર્યમંડલમાં વ્યાપી રહેલા સચ્ચિદાનંદઘન બ્રહ્મનું ધ્યાન કરવું.

જપ થઇ રહ્યા પછી તેણે પોતાના હૃદયકમલરૂપ વેદિઉપર સ્થિત આત્માથી અભિન્ન બ્રહ્મરૂપ પરમપવિત્ર અગ્નિમાં અહંતા ને મમતારૂપ હવિષ્નની થોડો સમય આહુતિ આપવારૂપ હોમ કરવો.

તેણે સ્વાધ્યાયમાંનો પ્રત્યેક અક્ષર ને પ્રત્યેક શબ્દ ભાગત્યાગ-લક્ષણાવડે બ્રહ્મનો બોધ કરે છે એવો નિશ્ચય રાખવો, ને વાંચેલા ભાગને વ્યવહારપક્ષે સ્મરણમાં રાખવો.

થુંબડાથી માંડીને બ્રહ્માસુધીના સર્વજીવો મારા શુભવિચારવડે, મારી શુભપ્રવૃત્તિવડે ને મારા માનેલા દ્રવ્યના યથાયોગ્ય ઉપયોગવડે પ્રસન્ન થાઓ એવી ભાવનાસાથે તેણે તર્પણ કરવું.

શરીરરૂપ દેવલમાં રહેલા હૃદયકમલરૂપ નિજમંદિરમાં વિરાજતા સ્વયંપ્રકાશ આત્મરૂપ સદાશિવનું સાત્વિકી શ્રદ્ધારૂપ સુગંધવાળા ચંદનવડે ને વિશુદ્ધપ્રીતિરૂપ સુગંધમય પુષ્પવડે પૂજન કરવું.

કીટથી માંડીને બ્રહ્માસુધીનાં સર્વ પ્રાણીઓમાં હુંજ વ્યાપી રહ્યો છું, માટે આ પવિત્ર હવિષ્નવડે તથા પ્રાણાગ્નિહોત્રવડે હું તે સર્વનો સત્કાર કરું છું એમ વૈશ્વદેવકાલે તેણે ભાવના કરવી, અને આવેલા અતિથિરૂપ બ્રહ્મનો અન્નવડે પ્રસન્નતાથી સત્કાર કરવો.

॥ ॐ ॥

## સોળમી આવૃત્તિની પ્રસ્તાવના.

કેટલાક સુધારાવધારાસાથે આ ગ્રંથની આ સોળમી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી છે સં. ૧૯૮૩

॥ ॐ ॥

## પંદરમી આવૃત્તિની પ્રસ્તાવના.

પ્રવૃત્તિલક્ષણવાળો તથા નિવૃત્તિલક્ષણવાળો એમ વેદોક્તધર્મ બે પ્રકારનો છે. પ્રવૃત્તિલક્ષણવાળો વૈદિકધર્મ અવૈરાગ્યવાન્ પુરુષોને ક્રમે ક્રમે નિષ્કામકર્મો કરવાનો બોધ કરી તેમની પાસે નિષ્કામકર્મો કરાવે છે, ને તેદ્વારા તેમના ચિત્તની શુદ્ધિ કરાવી તેમને નિવૃત્તિલક્ષણવાળા ધર્મમાં પહોંચાડે છે, અને નિવૃત્તિલક્ષણવાળો ધર્મ તો વૈરાગ્યરૂપ હોવાથી જ્ઞાનદ્વારા મોક્ષસાધનરૂપજ છે.

વેદોમાં તથા સ્મૃતિઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એમ ચાર વર્ણો કહ્યા છે, જેમાંના પ્રથમના ત્રણ વર્ણોને દ્વિજ કહેવામાં આવે છે, કેમકે તેમને આચાર્યપાસે વેદવિદ્યા ભણવા જવામાટે ઉપનયનનામનો સંસ્કાર કરવાથી બીજો જન્મ પ્રાપ્ત થયેલો છે; જેમાં ગાયત્રી એ તેમની માતા ને આચાર્ય એ તેમના પિતા ગણાય છે. નિવૃત્તિલક્ષણવાળા ધર્મનું ફલ પામવામાટે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યાસ એમ ચાર આશ્રમોની વ્યવસ્થા પણ કરવામાં આવી છે. પહેલા આશ્રમમાં આચાર્યની સેવા કરવી, સંધ્યા તથા અગ્નિનું ઉપાસન એ આદિ વૈદિકકર્મો કરવાં, અને વેદવિદ્યાનું જ્ઞાન મેળવવું એ મુખ્ય કર્તવ્ય છે. એ આશ્રમનું સારી રીતે પાલન કરવાથી જેને ઇંદ્રિયો ને અંતઃકરણ વશ થયાં છે એવો પ્રથમાશ્રમી આખું આયુષ્ નૈષ્ઠિક બ્રહ્મચર્યમાં ગાળે, અને આચાર્યની વા અગ્નિની સેવામાં કિંવા વેદવિદ્યાના અભ્યાસમાં તથા યોગાદિ સાધનમાં પ્રવૃત્ત રહે, અથવા

ચતુર્થાશ્રમ એટલે સંન્યાસ ગ્રહણ કરે. જેને ઇંદ્રિયાદિ વશ થયાં નથી તે પોતાના વેદાદિના ઉપદેષ્ટા આચાર્યને પોતાની શક્ત્યનુસાર ગુરુ-દક્ષિણા આપી, પછી તેમની પ્રસન્નતાપૂર્વક આજ્ઞા મેળવી, પોતાનાં માબાપપાસે કે વડીલપાસે ઘેર જાય, ને શાસ્ત્રોક્તરીતે ગૃહસ્થાશ્રમ માંડી ત્યાં સ્વધર્મનું પાલન કરે, વિષયમાં લોલુપ થઇને અધોગતિનાં સાધનો ન સંપાદન કરે. આ કરાલ કલિકાલમાં જેમ બીજા ત્રણ આશ્રમોની સ્થિતિ દયામણી છે તેમ ગૃહસ્થાશ્રમની સ્થિતિ પણ દયામણી છે.

દ્વિજ ગૃહસ્થાશ્રમીઓનાં ધાર્મિક કર્તવ્યોની સમજ આપનાર નાનાંમોટાં ઘણાં પુસ્તકો સંસ્કૃતભાષામાં છે, પણ આજકાલ એ ભાષાના જાણનારા બહુ નહિ હોવાથી એ ગ્રંથોનું સરહસ્ય તાત્પર્ય તથા કર્મકાંડનું વાસ્તવિક સ્વરૂપ ઘણા દ્વિજોના સમજવામાં આવતું નથી તેથી, તેમજ દેશની સ્થિતિ, સંગ, પ્રવૃત્તિ ને કાલ બદલાવાથી કેટલાક દ્વિજોના શ્રદ્ધા કર્મકાંડપરથી ઊઠી ગઇ છે એ શોચનીય છે. બીજા ત્રણે આશ્રમીઓને અન્નાદિનો આશ્રય આપનાર ગૃહસ્થાશ્રમીઓ છે, તેથી તેઓ જો પોતાનાં કર્તવ્યોમાં પ્રીતિ રાખી તેનું યથાવિધિ પાલન કરે તો તેમને ને અન્ય આશ્રમીઓને ઉત્તરોત્તર બહુ લાભ થાય એમ છે, માટે જેમની મતિ સ્થિર ને આસ્થવાળી છે તેમણે પોતાનાં કર્તવ્યો અવશ્ય જાણવાં-આચરવાં જોઇએ. વેદાંતના શ્રવણમનનમાં કિંવા પરમાત્માની ઉપાસનામાં કે આજીવિકામાટેના વ્યવહારની પ્રવૃત્તિમાં સમયનું વિશેષ રોકાણ થવાથી જેમનાથી નિત્ય અવશ્ય કરવા-યોગ્ય વૈદિક કર્મો વિસ્તારથી ન થઇ શકે તેમણે આ વેદના નિત્યકર્મમાં જણાવેલી રીતે તે કર્મો સંક્ષેપમાં કરવાં જોઇએ.

આ લઘુલેખમાં શુક્લયજુર્વેદીય દ્વિજ ગૃહસ્થોને જાણવા-યોગ્ય ને આચરવાયોગ્ય તેમનાં મુખ્ય નિત્યકર્માદિનો સમાવેશ કર્યો

છે. એ સર્વ શાસ્ત્રોક્ત ક્રિયાઓથી શરીરમાં રહેલાં રુધિર, મજ્જારસ, પ્રાણ તથા ચિત્તની શુદ્ધિ ને પ્રબલતા થાય છે. જો કોઇ પણ બુદ્ધિમાન્ દ્વિજ પોતાનાં ષટ્કર્મોમાંના પ્રત્યેક કર્મનું શાંત ચિત્તથી શાસ્ત્રીયદૃષ્ટિએ અવલોકન કરશે તો તેને તે વાત સ્પષ્ટ સમજાઇ આવશે, ને ભરતખંડના આર્યોનાં પરિણામે સ્વાત્મભાવ વિસ્તારવાના સાધનરૂપ આવાં કર્મોને તે ધન્યવાદ આપ્યા વિના રહેશે નહિ.[૧] હૃદયમાંના પાપસંસ્કારોને દૂર કરવામાટે નિષ્કામકર્મોની અપેક્ષા સર્વ શાસ્ત્રોએ સ્વીકારી છે, અને એ નિષ્કામકર્મો કરવાથી તે દ્વિજના ચિત્તમાં ઉપાસના કરવાનો અધિકાર આવે છે. ઉપાસનાથી તેના ચિત્તનું ચંચલપણું દૂર થાય છે, ને તે ધ્યેયવિષયમાં એકાગ્ર થાય છે. આમ તેના ચિત્તના મલવિક્ષેપરૂપ દોષ દૂર થવાથી શ્રીસદ્ગુરુના ઉપદેશદ્વારા પછી તે આવરણનામના અંતઃકરણના ત્રીજા દોષને દૂર કરી પોતાના આત્માને હાથમાં રાખેલા આમળાની પેઠે સ્પષ્ટપણે અનુભવવાને સમર્થ થાય છે, ને પછી તેને કાંઇ પણ પ્રાપ્તવ્ય, જ્ઞાતવ્ય કે કર્તવ્ય બાકી રહેતું નથી, તેથી તે પૂર્ણ ને સચ્ચિદાનંદરૂપે વિરાજે છે.

કેટલાક દ્વિજોમાં આજકાલ જે આચારની શિથિલતા જોવામાં આવે છે તે તેમનું અશ્રેય કરનારી છે, માટે તેમનો તેમણે પ્રયત્નપૂર્વક ત્યાગ કરી શાસ્ત્રીય આચારનું પાલન કરવા યત્નવાન્ રહેવું જોઇએ. શ્રીમનુભગવાન્ આચારસંબંધી નીચે પ્રમાણે બોધ કરે છે:-

" आचारः परमो धर्मः, श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन् सदा युक्तो, नित्यं स्यादात्मवान्द्विजः ॥१०८॥"

મનુસ્મૃતિ. પ્રથમાધ્યાય.

---

૧ એ સંબંધમાં જેમને વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે સંધ્યારહસ્ય અને દ્વિજોનાં ષટ્કર્મ એ લેખો વાંચવા.

" श्रुतिस्मृत्युदितं सम्यक्, निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत, सदाचारमतन्द्रितः ॥ १५५ ॥
आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हंत्यलक्षणम् ॥ १५६ ॥
दुराचारो हि पुरुषो, लोके भवति निंदितः ।
दुःखभागी च सततं, व्याधितोऽल्पायुरेव च ॥१५७॥"

મનુસ્મૃતિ. ચતુર્થાધ્યાય.

**ભાવાર્થઃ**—વેદમાં તથા સ્મૃતિમાં આચાર એજ પરમ ધર્મ કહેલો છે, માટે જે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પોતાના આત્માના હિતની ઇચ્છા રાખતા હોય તેમણે સર્વદા આચારયુક્ત રહેવા યત્ન કરવો. ૧૦૮. વેદમાં તથા સ્મૃતિમાં શિષ્ટાચાર ઉત્તમ પ્રકારે કહેલો છે, તે ધર્મનું મૂલ છે, માટે આલસ્ય છોડી દઇ તેનું નિત્ય સેવન કરવું. ૧૫૫. સારા આચારથી આયુષ્ વધે છે, સારા આચારથી મનમાનતી પ્રજા થાય છે, સદાચારથી અક્ષય્ય ધન મળે છે, અને અશુભ ફલ ઉપજાવનારાં દેહાદિમાં રહેલાં અપલક્ષણો જતાં રહે છે. ૧૫૬. દુરાચારી પુરુષની લોકમાં નિંદા થાય છે, તે સર્વ કાલ દુઃખી રહે છે, વ્યાધિમાં પડ્યો રહી રીબાય છે, અને તેનું આયુષ્ પણ ટુંકું થાય છે. ૧૫૭.

આ ગ્રંથ પ્રાયશઃ પ્રમાણભૂત પ્રાચીનઅર્વાચીન ગ્રંથોને આધારે રચવામાં આવ્યો છે. આમાં સમાવેલા વિષયો પ્રત્યેક શુક્લયજુર્વેદીય દ્વિજ ગૃહસ્થને ઉપયોગી છે, તેમાં પણ જેઓ સંસ્કૃતભાષાથી અજ્ઞાત છે તેમને તો આ ગ્રંથ બહુ ઉપયોગી થઇ પડશે. સંધ્યામાં મંત્રાદિના શબ્દાર્થ પણ આપવામાં આવેલા છે, તેથી સામાન્યરીતે સંસ્કૃત

જાણનારને પણ તેમાંના મંત્રાદિના અર્થોનું સારી રીતે જ્ઞાન થઇ શકશે એ પ્રકારના ન્યાસ, ગાયત્રી, શાપવિમોચન ને મુદ્રાઓ એ આદિ જે તાંત્રોક્ત તથા ક્ષેપક ભાગ છે તે સંધ્યાપ્રયોગમાંથી કાઢી નાંખેલો છે. ઋષિ, દેવતા, છંદ ને વિનિયોગ એ માત્ર સ્મરણમાં રાખવાના હોવાથી તે ગુજરાતીમાં આપ્યા છે. બધા મંત્રોના ઋષિદેવતાદિ સ્મરણમાં ન રહી શકે તો ગાયત્રીમંત્રના તે ચારે અવશ્ય સ્મરણમાં રાખવા. પ્રત્યેક મંત્રના આરંભમાં સંસ્કૃતભાષામાં ઋષિદેવતાદિ બોલી જવાની વિશેષ આવશ્યકતા નથી.

શ્રીદક્ષ આદિના પ્રાચીનલેખપરથી કેટલાક આહ્નિક (નિત્યકર્મ) રચનારાઓએ દિવસના આઠ ભાગ પાડી તેના પ્રથમભાગમાં ઉત્થાન, મલત્યાગ, શૌચ, દાતણ, સ્નાન, સંધ્યા, હોમ, દાન, મંગલપદાર્થનું દર્શન ને માતાપિતાને વંદન; દ્વિતીયભાગમાં સ્વાધ્યાયનું અધ્યયન ને દેવપૂજા; તૃતીયભાગમાં યોગક્ષેમ–પોતાના તથા પોષ્યવર્ગના નિર્વાહમાટે ઉદ્યોગ; ચતુર્થભાગમાં માધ્યાહ્નસંધ્યા, બ્રહ્મયજ્ઞ ને તર્પણ; પંચમભાગમાં વૈશ્વદેવ ને ભોજન; ષષ્ઠ તથા સપ્તમ ભાગમાં ઇતિહાસ, પુરાણ તથા ધર્મશાસ્ત્રનું અવલોકન; ને અષ્ટમભાગમાં સાયંસંધ્યા ને ગૃહકૃત્યાદિ કરવાનું કહ્યું છે, પણ દેશ, કાલ ને દ્વિજોની સ્થિતિ ઇત્યાદિ જોતાં દ્વિજોનો ઘણો ભાગ તે પ્રમાણે વર્તન કરી શકે એમ જણાતું નથી, માટે આ ગ્રંથમાં તે પ્રમાણે વિભાગ પાડ્યા નથી. આ સમયમાં જો શ્રદ્ધાભક્તિપૂર્વક સ્થિરચિત્ત સવારે ચાર કે પાંચ ઘડી ને સાંજે બે વા ત્રણ ઘડી ધર્મકાર્ય વ્યવસાયી દ્વિજોથી થાય તો તે પણ ઘણું છે.

આ ગ્રંથમાં જે જે વિધિ આદિનું વર્ણન કરવામાં આવ્યું છે, તથા પ્રયોગોની જે જે પદ્ધતિ રાખવામાં આવી છે તે સર્વ પ્રમાણભૂત ગ્રંથોના આધારથી દેશકાલાદિના વિચારસહિત છે. તે સર્વનાં પ્રમાણ

તથા વિવેચન લખવામાં આવે તો આ ગ્રંથથી પણ મોટો અન્ય ગ્રંથ થાય, અને તેમ કરવા જતાં સામાન્યજનો તેનો લાભ લઇ શકે નહિ, માટે પ્રમાણ જાણવાને ઇચ્છતા જનોના સામાન્યસંતોષમાટે ગ્રંથાંતે અતિઉપયોગી પ્રમાણોનો લઘુસંગ્રહ આપ્યો છે. તેમાં જ્યાં વેદના ભેદથી મંત્રોનો ભેદ હોય ત્યાં તે ભેદ સ્વબુદ્ધિથી જાણી લેવો.

જેમને વિશેષ પ્રમાણો જાણવાની ઇચ્છા થાય તેમણે **શ્રીપરાશરસ્મૃતિપરની માધવીયટીકા**, મદનપારિજાત, **આહ્નિકસૂત્રાવલિ**, **પારસ્કરગૃહ્યસૂત્ર**, સંસ્કારરત્નમાલા ને ધર્મસિંધુ એ આદિ ધર્મશાસ્ત્રના ગ્રંથો જોવા.

સ્વધર્મપાલનનું માહાત્મ્ય શ્રીકૂર્મપુરાણમાં દ્વિજોપ્રતિ ભગવાને નીચે પ્રમાણે કહ્યું છે:—

**“ गण्यंते पांसवो भूमेर्गण्यंते वृष्टिबिंदवः ।**
**न गण्यंते विधात्राऽपि, धर्मसंरक्षणे फलम् ॥ १ ॥**
**नान्यो विमुक्तये पंथा, मुक्त्वा कर्मविधिं स्वकम् ।**
**तस्मात्कर्माणि कुर्वीत, प्रीतये परमेष्ठिनः ॥ २ ॥”**

**ભાવાર્થ:**—ભૂમિનાં રજકણો ગણાય છે, વૃષ્ટિનાં બિંદુઓ ગણી શકાય છે, પણ ધર્મના સંરક્ષણમાં જે ફલ છે તે વિધાતાવડે પણ ગણી શકાતું નથી. ૧. પોતાના વર્ણાશ્રમના કર્મના વિધિનો ત્યાગ કરીને મોક્ષને માટે અન્ય ઉપાય નથી, માટે પ્રત્યેક દ્વિજ **શ્રીમહેશ્વરને** પ્રસન્ન કરવામાટે પોતાના વર્ણાશ્રમનાં કર્મો પ્રીતિપૂર્વક કરે. ૨.

**॥ इति शिवम् ॥**

આ ગ્રંથમાં આવેલા વિષયોની અનુક્રમણિકા આ ગ્રંથના અંતમાં આપી છે.



॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# ॥ श्रीयजुर्वेदीय आह्निकप्रकाश ॥

દોહરા.

ક્લેશ કર્મ વિપાક વળી, આશયનો નહિ લેશ;
જ્ઞાનાદિક ચારેસહિત, જય પામો શ્રીમહેશ. ૧
શ્રીસદ્ગુરુને ભક્તિથી, પ્રેમે કરું પ્રણામ;
દ્વિજઉપકારક ગ્રંથ આ, થાય જેથી અભિરામ. ૨

## ॥ उत्थानविधि ॥

સ્વસ્થ શરીરવાળા માણસે ધર્મ અને આયુષની વૃદ્ધિ તથા રક્ષણમાટે પાછલી છ[1] ઘડી રાત્રિ રહે ત્યારે નિદ્રાનો ત્યાગ કરી, પોતાના ૨ઇષ્ટ-

---

૧ એટલું વહેલું ન ઊઠાય તો ચાર ઘડી કિંવા બે ઘડી રાત્રિ રહે ત્યારે ઊઠવું. સૂર્યોદયપછી ઊઠવું એ ધર્મ, આયુષ્, લક્ષ્મી ને આરોગ્ય આદિનો નાશ કરનારું ગણાય છે, માટે પ્રત્યેક દ્વિજે પ્રયત્ન કરી સૂર્યોદય-પહેલાં ઊઠવાનો અભ્યાસ પાડવો આવશ્યક છે.

૨ શ્રીસદાશિવનું પ્રાતઃસ્મરણ નીચે પ્રમાણે કરવામાં આવે છેઃ—

प्रातः स्मरामि भवभीतिहरं सुरेशं,
गंगाधरं वृषभवाहनमंबिकेशम् ।

દેવાદિનું સ્મરણ કરી, ઇષ્ટમંત્રનો માનસ જપ કરી, યજ્ઞોપવીતાદિ માંગલિક પદાર્થોનું અવલોકન કરી, **समुद्रवसने देवि पर्वतस्तनमण्डिते । विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥** એ શ્લોકવડે પૃથ્વીની ક્ષમા માગી, શયનસ્થાનનો ત્યાગ કરી, માતાપિતા જીવતાં હોય તો તેમને નમન કરી, ત્રણ કોગળા કરી, મુખ તથા ચક્ષુ ધોઇ, આચમન લઇ, પછી મલમૂત્રનો ત્યાગ કરવા જવું.

---

## ॥ मलमूत्रत्यागविधि ॥

ગામથી સો કમ તથા નગરથી ચાર સો કમ નૈર્ઋત્યકોણાદિમાં

---

खट्वांगशूलवरदाभयहस्तमीशं,
संसाररोगहरमौषधमद्वितीयम् ॥ १ ॥
प्रातर्नमामि गिरिशं गिरिजार्धदेहं,
सर्गस्थितिप्रलयकारणमादिदेवम् ।
विश्वेश्वरं विजितविश्वमनोभिरामं,
संसाररोगहरमौषधमद्वितीयम् ॥ २ ॥
प्रातर्भजामि शिवमेकमनंतमाद्यं,
वेदांतवेद्यमखिलं पुरुषं महांतम् ।
नामादिभेदरहितं षड्भावशून्यं,
संसाररोगहरमौषधमद्वितीयम् ॥ ३ ॥
प्रातः समुत्थाय शिवं विचिंत्य,
श्लोकत्रयं येऽनुदिनं पठंति ।
ते दुःखजालं बहुजन्मसंचितं,
हित्वा पदं यांति तदेव शंभोः ॥ ४ ॥

દૂર જઈ, અનુકૂલતા હોય તો ભૂમિપર સૂકું ઘાસ પાનડાં કે કાષ્ઠાદિક પાથરી, રાત્રિના ભાગમાં દક્ષિણભણી ને બંને સંધ્યાસમય તથા દિવસના ભાગમાં ઉત્તરભણી મુખ રાખી, સાથેના યોગ્ય જલપાત્રને જમણા હાથભણી મૂકી, બેસીને મૌનપણે થુંક્યા વિના મલમૂત્રનો ત્યાગ કરવો. ઘરની સમીપ વા નગરની સમીપ મલત્યાગમાટે નિર્માણ કરેલા સ્થાનમાં મલત્યાગ કરવા જવાનું હોય તો ત્યાં દિશાનો નિયમ પાળી શકાય એમ હોય તો પાળવો. મલત્યાગ કરવા જવું તે સમયે કંઠમાં લાંબા કરેલા જનોઈને જમણા કાનપર વીંટાળી રાખવું, માથાપર વસ્ત્ર વીંટવું, ને નાકને તથા મુખને વસ્ત્રથી ઢાંકવાં. કંઠલંબિત કર્યા વિનાજ જનોઈને કાનપર રાખવું એ અનાચાર છે. લીલા ઘાસઉપર, કીડીઓના દરઉપર, માર્ગમાં, શેરીમાં, જલમાં, દેવાલયસંબંધી સ્થલમાં, અગ્નિઉપર, જલાશયની સમીપમાં, રાખઉપર, ગોમયઉપર, ગોશાલામાં, પર્વતના ઉંચા શિખરપર, સ્મશાનમાં, પડી જવાનો ભય રહે એવા સ્થાનમાં, ઉદ્યાનની સમીપમાં, પ્રવાસિજનોને વિશ્રામ લેવાના સ્થલમાં, વૃક્ષના મૂલમાં, ઊભાંઊભાં, ચાલતાંચાલતાં, ખેડેલા ખેતરમાં અને અગ્નિ વાયુ સૂર્ય ચંદ્ર સ્ત્રી ગુરુ ને બ્રાહ્મણ એમની સંમુખ મલમૂત્રનો ત્યાગ કરવો નહિ.

---

## ॥ શૌચવિધિ ॥

મલત્યાગ કર્યા પછી ત્યાં લિંગપર એક વાર ને ગુદાઉપર ત્રણ વાર મૃત્તિકા તથા જલ લગાડવાં, અને પછી જલથી તે અવયવો તથા ડાબો હાથ શુદ્ધ કરવા. પશ્ચાત્ ઉચિત સ્થાને આવી ડાબા હાથમાં દશ વાર, બંને હાથમાં સાત વાર અને બંને પગમાં એક

એક વાર એ પ્રમાણે લીલા આમળાજેટલી શુદ્ધ મૃત્તિકા લગાડવી, અને તેટલીજ વાર જલવતી તે તે અંગો ધોવાં. એમ ન બની શકે તો દુર્ગંધ તથા લેપ સારી રીતે નાશ પામે ત્યાંસુધી અનુકૂલતા-પ્રમાણે માટી તથા જલથી તે અંગો ધોઇ સારી રીતે શુદ્ધ કરવાં. પગ ધોયા પછી હાથને તથા જલપાત્રને પુનઃ ધોવાં. પીતળ આદિ ધાતુનું પાત્ર જો દિશાએ જતી વેલા સાથે લઇ જવામાં આવ્યું હોય, ને તેને બીજા ઉપયોગમાં લેવાનું હોય તો તેને બે વાર જલ અને માટીથી ઘસવું. મૂત્રત્યાગ કરતી વેલા પણ જનોઇ કંઠલંબિત કરી જમણા કાનપર ચઢાવવું. મૂત્રત્યાગ કર્યા પછી લિંગપર એક વાર, ડાબા હાથમાં ત્રણ વાર અને બંને હાથમાં બે વાર મૃત્તિકા લગાડવી, તથા તેટલી વાર જલથી તે અંગો ધોવાં. હમણાં તો ઘણાખરા દ્વિજો મૂત્રત્યાગ કર્યા પછી લિંગ તથા હાથને જલ પણ લગાડતા નથી એ અના-ચાર છે. કદાચિત્ કોઇ કારણથી ઉક્ત શૌચ ન બની શકે તો જલથી લિંગ તથા હાથ તો અવશ્ય ધોવાંજ જોઇએ. આ શૌચ ગૃહસ્થમાટે જાણવું. બ્રહ્મચારીએ આથી બમણું ને સંન્યાસીએ ચારગણું શૌચ કરવું. દિવસના કરતાં રાત્રિએ અર્ધું શૌચ કરવું. રોગીએ તથા પ્રવાસીએ રાત્રિથી અર્ધું કિંવા યથાસાધ્ય શૌચ કરવું, ને સ્ત્રી, શૂદ્ર તથા બાલકે રોગીથી અર્ધું શૌચ કરવું. મલત્યાગ કર્યો હોય તો શૌચપછી આઠ ને કેવલ મૂત્રત્યાગ કર્યો હોય તો ચાર એમ પવિત્રતામાટે કોગળા કરવા, ને ત્યારપછી આચમન* લેવું; અને પ્રાતઃકાલમાં એવી રીતે શૌચ કરી

---

*મલ, મૂત્ર ને વીર્ય [વીર્યપાત થાય તો મૂત્રત્યાગપછીના શૌચનાકરતાં બમણી કિંવા તેટલીજ શુદ્ધિ કરવી. ] એ સંબંધી શૌચ કર્યા પછી, પ્રત્યેક કર્મના પ્રારંભમાં, [સંધ્યાના પ્રારંભમાંજ જ્યાં ત્રણ આચમન લખ્યાં

લીધા પછી દાતણ કરવું. જાણી જોઇને જલવિના મલમૂત્રત્યાગ કરે તો ઉપવાસ કરીને વસ્ત્રસહિત સ્નાન કરવું જોઇએ. જો યજ્ઞોપવીતવિના મલમૂત્રનો ત્યાગ કરે તો તે દ્વિજ બે ઉપવાસ કરીને દાન તથા હોમ કરે તો શુદ્ધ થાય છે.

રાફડાની, ઉંદરના દરની, જલની અંતરની, શૌચ કરતાં અવશેષ રહેલી, ઘરની ભીંત આદિની, માર્ગમાં રહેલી અને અપવિત્ર સ્થાનની મૃત્તિકાનો શૌચમાં ઉપયોગ ન કરવો, પણ શુદ્ધમૃત્તિકાનોજ ઉપયોગ કરવો.

---

છે ત્યાં ત્રણ કરવાં; પછી જ્યાં જેટલાં લખ્યાં છે ત્યાં તેટલાં કરવાનાં છે. પ્રત્યેક જગાએ ત્રણ આચમન કરવાં જોઇએ એમ જે કેટલાક કહે છે તે તેમની સમજનો ફેર છે] સ્નાન કર્યા પછી, ભોજન કર્યા પછી, નિદ્રા કર્યા પછી, ને કર્મકાલે અધોવાયુ સરે તે પ્રસંગે સ્માર્ત-રીતે ઇશ્વરનામોચ્ચારણથી ત્રણ આચમન કરવાં જોઇએ. સ્માર્તની જગાએ શ્રૌત આચમન કરે તોપણ ચાલે. ગાયત્રીમંત્રથી એક આચમન લેવું તે શ્રૌત આચમન છે, ને **ॐ केशवाय नमः । ॐ नारायणाय नमः । ॐ माधवाय नमः ॥** એ ત્રણમાંના એકેક મંત્રવડે એકેક આચમન કરવું (જમણા હાથના અંગૂઠાના મૂલથી થોડું જલ પીવું) તે સ્માર્ત આચમન છે. પછી જમણો હાથ ધોઇ હોઠને બે વેલા જલથી શુદ્ધ કરવા. કાંસું, લોઢું, સીસું, કલઇ, જસત અને પીતળ એ ધાતુના પાત્રવડે આચમન કરવું નહિ. આચમન કરતી વેલા પૂર્વ કે ઉત્તરભણી મુખ રાખવું, માથે તથા કંઠમાં વસ્ત્ર ન રાખવું, જનોઇ ડાબા ખભાપર રાખવું, શિખા બાંધી રાખવી, પગમાં કાંઇ ન પહેરવું, આડું-અવળું જોવું નહિ, ને હસવું કે બોલવું નહિ. અંગૂઠો તથા ટચલી આંગળી છૂટાં રાખી ટાઢા ને ફીણાદિ વિનાના જલથી હૃદયને પહોંચે એવી રીતે જમણા હાથના અંગૂઠાના મૂલવડે આચમન લેવું.

## ॥ दंतधावनविधि ॥

ટચલી આંગળીના અગ્રજેવું જાડું, છાલસહિત, ગાંઠ તથા છિદ્ર-વિનાનું, સરલ ને આઠ, દશ કિંવા બાર આંગળ લાંબું એવું દાતણ લેવું. વળી તે સૂકું, સડેલું કે જીવડાંવાળું ન જોઇએ. દાતણ કરતી વેલા ઇચ્છા થાય તો ગૃહસ્થે આ મંત્ર ભણવો:-ૐ। **आयुर्बलं यशो वर्चः प्रजाः पशून् वसूनि च। ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते** ॥ પછી દાતણને ધોઇ અનુકૂલતા હોય તો ઉત્તર કે પૂર્વભણી મુખ રાખી તેને ચાવવું, ને તેના એક આંગળને આશરે થયેલા કોમલ કૂચાથી દાંતને શુદ્ધ કરવા. પછી તેની ચીરથી કે ઉલ્લેખિનીથી (સોના, રૂપા અથવા તાંબાની ઓલ ઊતારવાની પટ્ટીથી) ઓલ ઊતારવી. ઓલ ઊતાર્યા પછી મુખશુદ્ધિમાટે બાર કોગળા કરી સૂર્યને નમન કરવું. તરતમાં સ્નાન ન કરવું હોય તો ૐ **अपवित्रः०*** એ મંત્રથી માર્જન કરી પહેરેલું વસ્ત્ર બદલાવી નાંખવું. ગૃહસ્થે જે દિવસે દાતણ ન મળે તે દિવસે, અથવા અમાવાસ્યા, શ્રાદ્ધ કે ઉપ-વાસાદિને દિવસે, ઝાડનાં પાનડાં કે રાખથી તર્જનીવિનાની બીજી આંગળીવડે અથવા બાર કોગળાવડે દાંતને શુદ્ધ કરવા. મુખનો દુર્ગંધ દૂર કરવા તથા દાંતને સ્વચ્છ રાખવા જેમને નિત્યપ્રાત દાતણ કરવા-ની અપેક્ષા પ્રતીત થતી હોય તેમણે વ્રતને દિવસે દાતણ કરતાં દાંતમાંથી લોહી ન નીકળે એમ સાવધાનતા રાખી દાતણ કરવું, કેમકે તે દિવસે જો લોહી નીકળે તો ધર્મશાસ્ત્રપ્રમાણે વ્રતનો ભંગ થાય છે. દાતણ ગ્રહણ કરવાયોગ્ય કાષ્ઠનો નિયમ આવો છે:—કાંટાવાળાં વૃક્ષોનાં, જેમાંથી દૂધજેવો ચીકાશ નીકળે તેવાં વૃક્ષોનાં, ને અઘેડા આદિ

* પ્રાતઃસંધ્યામાં જુઓ.

કાષ્ઠોનાં તે ગ્રહણ કરવાં. તેમાં પણ સમય, વૃક્ષાદિના ગુણદોષ અને પોતપોતાની પ્રકૃતિનો વિચાર કરી યોગ્ય શક્તિ અને યોગ્ય રસવાળા ઝાડના લાકડાનાં તે ગ્રહણ કરવાં; અને દાંત શુદ્ધ કરવાની ભૂકી ( મંજન ) પણ યોગ્ય હોય તે લેવી.

આકડો, લિંબડો, મહુડો, વડ, કરંજ, પીંપર, બોરડી, ખેર, આંબલી, બીલી, ઊમરો, આંબો, કદંબ, ચંપક, સડસડીઓ, અઘેડો, દાડિમ, પીલુડી, આસુંદ્રો, ઇંદ્રજવ, જામસાઇ, તગર, રાયણ, નારંગી, આમળી, બપોરીઓ અને હારસિંગારાદિ વૃક્ષોનાં દાતણ વિહિત ગણાય છે. તાડ, ચણોઠી, કેતકી, કુશ, કાશ, પીંપળો, ખાખરો, ગુંદી, બહેડો, ગોરડીયો, કચનાર, સરગવો, અરીઠો, સીસમ, ખજુરી, કપાસ ને નાળિએરી એમનાં દાતણ નિષિદ્ધ છે; અને બાવળ, ઝીપટો ( ઝીલ ) ને આવળ એમનાં દાતણ મધ્યમ ગણાય છે.

---

## ॥ स्नानविधि* ॥

### ॥ नदी आदिमां स्नाननो प्रकार ॥

મૃત્તિકાદિ સાથે લઈ નદી આદિ જલાશયપ્રતિ જઇ, માટી આદિ કાંઠાપર મૂકી, માટી તથા જલવડે બે પગ તથા હાથ ધોઇ, શિખા બાંધી, ગોઠણ-

---

*"मृदं विना तु मासेन, संध्याहीनात्त्रिभिर्दिनैः ।
प्रातःस्नानं त्यजन्विप्रः, सप्ताहाच्छूद्रतां व्रजेत् ॥"

**ભાવાર્થઃ**—માટીવિના શૌચ કરવાથી એક માસે, સંધ્યાનો ત્યાગ કરવાથી ત્રણ દિને, અને પ્રાતઃસ્નાનનો ત્યાગ કરવાથી સાત દિવસે દ્વિજ શૂદ્રપણાને પામે છે.

થી વધારે જલ હોય તો ઊભા રહીને, અને તેથી ઓછું હોય તો બેસીને, આચમન કરી, અંજલિમાં જલ લઇ, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ सर्वकर्मसु शुद्धिसिद्ध्यर्थं प्रातःस्नानमहं करिष्ये ॥**

પછી જલાશયમાંના જલને નમસ્કાર કરી, તળાવ કુંડ કિંવા વાવમાં પૂર્વભણી અને નદીમાં પૂર્વભણી કિંવા પ્રવાહભણી મુખ રાખી, બંને હાથના અંગૂઠાવડે બંને કાન, બંને તર્જનીવડે બંને નેત્ર, ને બંને મધ્યમાવડે બંને નાસાપુટ બંધ કરી, ત્રણ વાર ડુબકી મારી, બધા અંગનું હાથવડે પ્રક્ષાલન કરી, પછી બે આચમન લઇ, નીચેના મંત્રોથી દર્ભવડે વા જમણા હાથની અનામિકા તથા મધ્યમાવડે માર્જન કરવું:—

**ॐ । आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥ १ ॥ ॐ । यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥ २ ॥ ॐ । तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥ ३ ॥**

પછી જલમાં ડુબકી મારીને નીચેના મંત્રવડે અઘમર્ષણ કરવું. ડુબકી માર્યા પછી એકશ્વાસે એક વાર કિંવા ત્રણ વાર એ મંત્ર મનમાં બોલી જવાનો છે.

ॐ द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातो मलादिव ।
पूतं पवित्रेणेवाज्यमापः शुन्धन्तु मैनसः ॥ १ ॥

પછી આચમન લેવું. પછી તર્પણ કરવાની ઇચ્છા હોય તો તે નીચે પ્રમાણે કરવું:—યજ્ઞોપવીત સવ્ય ધારણ કરી, પૂર્વાભિમુખ ઊભા રહી, ત્રણ કુશના અગ્રભાગ પૂર્વભણી રાખી, દેવતીર્થથી—હાથના અગ્રભાગથી-નીચેના દેવોને એકેક અંજલિ આપવો:—

ॐ ब्रह्मादयो देवास्तृप्यंताम् । ॐ भूर्देवास्तृप्यंताम् । ॐ भुवर्देवास्तृप्यंताम् । ॐ स्वर्देवास्तृप्यंताम् । ॐ भूर्भुवः-स्वर्देवास्तृप्यंताम् ॥

પછી કંઠમાં જનોઇ ધારણ કરી પ્રજાપતિતીર્થથી-ટચલી આંગળીના મૂલથી-નીચેના ઋષિઓને બબે અંજલિ આપવા:—

ॐ सनकादिद्वैपायनादय ऋषयस्तृप्यंताम् । ॐ भूर्ऋषय-स्तृप्यंताम् । ॐ भुवर्ऋषयस्तृप्यंताम् । ॐ स्वर्ऋषयस्तृप्यंताम् । ॐ भूर्भुवःस्वर्ऋषयस्तृप्यंताम् ॥

પછી જનોઇ અપસવ્ય કરી પિતૃતીર્થથી—તર્જની તથા અંગૂઠાના મધ્યભાગથી-પિતૃઓને ત્રણ ત્રણ અંજલિ આપવા:—

ॐ कव्यवाडनलादयः पितरस्तृप्यंताम् । ॐ भूःपितर-स्तृप्यंताम् । ॐ भुवःपितरस्तृप्यंताम् । ॐ स्वःपितरस्तृप्यंताम् । ॐ भूर्भुवःस्वःपितरस्तृप्यंताम् ॥

બે હાથ જોડે રાખી પાણીનો ખોબો ભરી તે બાર આંગળ

ઉંચો કરી મંત્ર ભણતા જવું, ને પ્રત્યેક મંત્રને અંતે તે જલ જલમાં નાંખતા જવું તે અંજલિ આપ્યો કહેવાય છે.

પછી આચમન લઇ, જનોઇ સવ્ય કરી, જલાશયને નમસ્કાર કરી, ધોયેલું વસ્ત્ર પહેરી, પવિત્ર ઉપવસ્ત્ર ધારણ કરી, ભસ્માદિ ધારણ કરવું.

---

## ॥ उष्णोदकस्नानविधि ॥

ગૃહસ્થે ઘરે ઉષ્ણ* જલવડે સ્નાન કરવું, ટાઢા જલવડે સ્નાન કરવું નહિ. તાંબા આદિના પવિત્ર પાત્રમાં તીર્થભાવનાએ થોડું ટાઢું જલ રેડી તે ઉપર ઉષ્ણ જલ નાંખવું. પ્રથમ ઊનું પાણી લઇ પછી તે પર ટાઢું પાણી નાંખવું નહિ. પશ્ચાત્ હાથપગ ધોઇ, શિખા બાંધી, પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, આચમન કરી, પૂર્વે કહી ગયા તે રીતે સંકલ્પ કરવો. પછી **ॐ शं नो देवीरभिष्टय आपो भवंतु पीतये । शं योरभिस्रवंतु नः ॥ ॐ आपः पुनंतु०*** **ॐ द्रुपदादि०×** ને **ॐ आपो हि ष्ठा मयो०+** એ ઋચાઓવડે તે જલ અભિમંત્રી ગંગાદિ તીર્થોનું **गंगे च यमुने चैव गोदावरि सरस्वति । नर्मदे सिंधुकावेरी जलेऽस्मिन् संनिधिं कुरु ॥** એ

---

* મરણ, પુત્રાદિકનો જન્મકાલ, સંક્રાંતિ, શ્રાદ્ધદિવસ, પોતાનો જન્મદિવસ અને સ્પર્શને અયોગ્ય એવી વસ્તુનો કિંવા પ્રાણીનો સ્પર્શ એ નિમિત્ત હોય તો ગૃહસ્થે ઉષ્ણજલે સ્નાન કરવું નહિ.

* માધ્યાહ્નસંધ્યામાં જુઓ.

× પૃષ્ઠ ૯ મે તથા પ્રાતઃસંધ્યામાં જુઓ.

+ પૃષ્ઠ ૮ મે તથા પ્રાતઃસંધ્યામાં જુઓ.

શ્લોકવડે સ્મરણ કરી, અપવિત્ર જલના છાંટા જલપાત્રમાં ન પડે એમ સાવધાનતા રાખી, મૌનપણે શરીર સારી રીતે સ્વચ્છ થાય તથા પલળે એમ સ્નાન કરવું. ઘરે સ્નાન કરવામાં અઘમર્ષણ અને તર્પણ કરવાં નહિ. સ્નાન કર્યા પછી આચમન ને માર્જન કરવાં, કિંવા માત્ર આચમનજ કરવું. એ રીતે સ્નાન કરી, સૂકાયેલું પવિત્ર વસ્ત્ર પહેરી, સ્નાનસમયે પહેરેલું ભીનું વસ્ત્ર ઉપરથી ઊતારવું. પછી બીજું ઉપવસ્ત્ર ગ્રહણ કરવું. નીચોવેલું વસ્ત્ર કર્મકાલે ખભાઉપર ધરવું નહિ. જ્યારે પુરુષ અશુચિ હોય ત્યારે તેણે મૌનપૂર્વક સ્નાન કરી, પછી આચમન કરી, પુનઃ વિધિપૂર્વક સ્નાન કરવું.

---

## ॥ गौणस्नान ॥

ૐ **આપો હિ ષ્ઠા**૦× ઇત્યાદિ મંત્રવડે અંગોનું પ્રોક્ષણ કરવું તે **મંત્રસ્નાન**, દશ ગાયત્રીથી જલ મંત્રી તે જલથી અંગોનું પ્રોક્ષણ કરવું તે ગાયત્ર્યસ્નાન, ભસ્મથી સ્નાન કરવું ( શરીરના ભાગોને થોડી થોડી ભસ્મ લગાડવી ) તે **આગ્નેયસ્નાન**, ગાયોના ચાલવાથી ઊડતી રજને પોતાના શરીરપર પડવા દેવી તે વાયવ્યસ્નાન, તડકામાં ઊભા રહી પોતાના અંગપર વૃષ્ટિના છાંટા પડવા દેવા તે દિવ્યસ્નાન, જલાશયમાં પડી શીઘ્ર બહાર નીકળવું તે વારુણસ્નાન. વસ્ત્ર પલાળી તેવડે શરીરને લુછવું તે કાપિલસ્નાન, શુદ્ધમૃત્તિકાથી સ્નાન કરવું (અંગોને થોડી થોડી મૃત્તિકા લગાડવી ) તે પાર્થિવસ્નાન ને આત્મચિંતન કરવું તે **માનસસ્નાન** ગણાય છે. પ્રત્યેક ગૌણસ્નાનના આરંભમાં પૂર્વોક્તરીતે દેશકાલનો ઉચ્ચાર કરી **संध्याद्यधिकारार्थं अमुकस्नान**-

---

× પૃષ્ઠ ૮ મે તથા પ્રાતઃસંધ્યામાં જુઓ.

**महं करिष्ये** એમ કહેવું, ને અનુકૂલ આવે તે ગૌણસ્નાન કરવું. પછી પ્રત્યેક સ્નાનને અંતે ધોયેલું વસ્ત્ર પહેરી ધોયેલું ઉપવસ્ત્ર ધારણ કરવું. ગૌણસ્નાન કરવાથી જપ તથા સંધ્યાવંદન ઇત્યાદિ કરી શકાય છે, પરંતુ તેવા સ્નાનથી શ્રાદ્ધકર્મ, દેવપૂજા ને વૈશ્વદેવ ઇત્યાદિક કરી શકાતાં નથી. આ સ્નાનો માત્ર શરીરની અસુખાકારીના પ્રસંગમાં-જ કરવાનાં છે. શરીર સ્વસ્થ હોય છતાં ગૌણસ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કરવું એ યોગ્ય નથી.

---

## ॥ भस्मना त्रिपुंड्रनो विधि ॥

સ્નાન કરી રહ્યા પછી તેના અંતમાં, અને સંધ્યા, જપ, હોમ, વૈશ્વદેવ, દેવપૂજન, બ્રહ્મયજ્ઞ, શ્રાદ્ધ, દાન ને સ્વાધ્યાયના આરંભમાં અવશ્ય ભસ્મનાં ત્રિપુંડ્ર કરવાં જોઇએ, વા હોવાં જોઇએ. ડાબા હાથમાં ભસ્મ લઇ, તે પર જમણો હાથ ઊંધો રાખી- સંપુટ કરી, **ॐ अग्निरिति भस्म, वायुरिति भस्म, जलमिति भस्म, स्थलमिति भस्म, व्योमेति भस्म, सर्वं ह वा इदं भस्म, मन एतानि चक्षूंषि भस्मानि** એ મંત્રવડે તે ભસ્મને મંત્રી, તેમાં **ॐ आपो ज्योतीरसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम्** એ મંત્રવડે જલ મિશ્ર કરી, પછી બંને હાથની વચલી ત્રણ આંગળીઓવડે તે ભસ્મને **ॐ त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्धनम् । उर्वारुकमिव बंधनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥** એ મંત્ર બોલી મસળાવી પછી સૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મવડે લલાટ, કંઠ, હૃદય, ખભા, બાહુઓના સંધિઓ, હાથનાં પડખાં, નાભિ, પેટનાં પડખાં અને શિર એ સ્થાનકે **ॐ नमः शिवाय** એ મંત્રવડે ત્રિપુંડ્ર ( ત્રણ રેખા ) કરવાં. કાલાગ્નિરુદ્રોપનિષદમાં શિર, લલાટ, બે સ્કંધ ને હૃદય એ પાંચ સ્થાને ત્રિપુંડ્ર કરવાનું કહ્યું

છે; તેમાં લલાટમાં જે ત્રિપુંડ્ર કરવું તે એક ભ્રૂના મધ્યથી બીજા ભ્રૂના મધ્યસુધી કરવું.

---

## ॥ ग्राह्य भस्म ॥

અગ્નિહોત્રની, વિરજાહોમની,* નિત્યહોમની ને સમિધ્‌ની તથા ગાયના છાણને સૂકવી તેની બનાવેલી ભસ્મને ત્રિપુંડ્ર કરવાના કામમાં લેવી. ગંગાદિ પવિત્ર નદીઓના કિનારાની શુદ્ધ મૃત્તિકા પણ ત્રિપુંડ્રના ઉપયોગમાં આવી શકે છે. અગ્નિહોત્રની કિંવા વિરજાહોમની ભસ્મ ન મળે તો ગોમય ( સૂકાઈ ગયેલું ગાયનું છાણ ) તથા સમિધ્‌થી સારી રીતે અગ્નિ પ્રજ્વલિત કરી, તેમાં નિત્યહોમની પેઠે હોમ કરી, પછી તે ભસ્મને ત્રિપુંડ્ર કરવાના કામમાં લેવી.

---

## ॥ यज्ञोपवीत करवानी रीति ॥

યજ્ઞોપવીતમાટે સૂત્ર લેવું તે બ્રાહ્મણે અથવા સધવા કે વિધવા બ્રાહ્મણી ઇત્યાદિકોએ કાંતેલું લેવું. અનધ્યાયના દિવસો ( પડવો, આઠમ, ચૌદશ, પૂનમ ને અમાવાસ્યા) વિનાને દિવસે પ્રાતઃકાલનું નિત્યકર્મ કરી, જમ્યા વિના મધ્યાહ્નની પહેલાં હાથપગ ધોઇ, આચમન લઇ, પવિત્ર જગામાં પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, ડાબા હાથની પાસેપાસે રાખેલી ચાર આંગળીઓના મૂલમાં છન્નુ વાર સૂત્ર વીંટી તેને ત્રેવડું કરવું. (તે પ્રમાણના બીજા બે ત્રાગડા તેની સાથે મેળવવા.) પછી તેને ધોઇ ઊર્ધ્વવૃત્ત ( ડાબીભણી વળ જાય એમ ) વણી પુનઃ તેને ત્રેવડું કરી અધોવૃત્ત (જમણીભણી વળ જાય એવી રીતે) વણવું.

---

* સંન્યાસ લેતી વેળા કરવામાં આવતા હોમવિશેષની.

આ રીતે નવ સૂત્ર થાય છે. પછી તે નવ સૂત્રને ત્રણ વાર પ્રદક્ષિણાવર્તનરીતે વીંટી પાડી ગાંઠ દેવી. યજ્ઞોપવીતમાં જે મંત્રોવડે દેવોનું આવાહન કરી તેમને યોજવાના છે તે યજ્ઞોપવીત ધારણ કરવાના પ્રયોગમાં દર્શાવેલ છે. યંત્રમાં સિદ્ધ થયેલા સૂત્રથી યજ્ઞોપવીત કરવાની આવશ્યકતા જણાય તો પ્રથમ દશ ગાયત્રીમંત્રથી જલ મંત્રી, તેવડે તે સૂત્રનું પ્રોક્ષણ કરી પછી યજ્ઞોપવીત બનાવવું.

કર્મકાલે સ્તનથી ઉપર અને નાભિથી નીચે યજ્ઞોપવીત ધારણ કરવું નહિ. બીજાએ પહેરેલું, ત્રુટેલું, નીચે ઉતરેલું, અને ભોજન કર્યા પછી બનાવેલું એવું જે યજ્ઞોપવીત હોય તેનો ત્યાગ કરી નવું પહેરવું. બળેવ એટલે શ્રાવણસુદિ પૂનમને દિવસે પ્રત્યેક યજુર્વેદી દ્વિજે શાસ્ત્રે વિધાન કરેલું કર્મ કરીને નવીન યજ્ઞોપવીત પહેરવું જોઇએ. ડાબા ખભાપર ધારણ કરેલું જનોઇ તે ઉપવીત, જમણા ખભાપર ધારણ કરેલું તે પ્રાચીનાવીત, અને કંઠમાં માલાની પેઠે ધારણ કરેલું તે નિવીત કહેવાય છે. ચિતાનાં કાષ્ઠ, ચિતાનો ધૂમાડો, ચાંડાલ, શવ, રજસ્વલા અને સૂતાવડી સ્ત્રી એમનો સ્પર્શ થાય તો વસ્ત્રસહિત સ્નાન કરી તે યજ્ઞોપવીતનો ત્યાગ કરી વિધિપૂર્વક બીજું પહેરવું. યજ્ઞોપવીતને નિવીત કરી તેને કાનપર વીંટયા વિના મલમૂત્રનો ત્યાગ કરવામાં આવે તો તે જનોઇનો ત્યાગ કરી અન્ય ધારણ કરવું. પ્રમાદથી યજ્ઞોપવીત જતું રહ્યું હોય તો મૌન રાખી મંત્રરહિત યજ્ઞોપવીત ધારણ કરી **अत्राद्य अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम यज्ञोपवीतनाशजन्यदोषनिवारणार्थं प्रायश्चित्तांगभूतं आज्यहोममहं करिष्ये ॥** એમ સંકલ્પ કરી કુંડમાં કિંવા સ્થંડીલપર સ્થાપન કરેલા અગ્નિમાં નીચેના ચાર મંત્રોવડે ચાર ઘૃતાહુતિનો હોમ કરી પછી વિધિપૂર્વક નવું યજ્ઞોપવીત ધારણ કરવું:—

मनो ज्योतिर्जुषतामाज्यं विच्छिन्नं यज्ञं समिमं दधातु । या इष्टा उषसो निम्रुचश्च ताः संदधामि हविषा घृतेन स्वाहा ॥ १ ॥

अग्ने व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यतां स्वाहा ॥ २ ॥

वायो व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यतां स्वाहा ॥ ३ ॥

आदित्य व्रतपते व्रतं चरिष्यामि तच्छकेयं तन्मे राध्यतां स्वाहा ॥ ४ ॥

બ્રહ્મચારીએ એક જનોઇ પહેરવું. ગૃહસ્થે બે કે તેથી વધારે પહેરવાં. અભ્યંગસ્નાન, સમુદ્રસ્નાન ને માતાપિતાની સંવત્સરીને દિવસે કંઠેથી યજ્ઞોપવીત કાઢી તેનું પ્રક્ષાલન કરવું. જનોઇનો નાશ થાય ત્યારે જો બીજું જનોઈ ન મળે તો વસ્ત્ર, અથવા તે ન હોય તો દર્ભની બનાવેલી દોરી, જનોઈની પેઠે કરી તે ઉપવીત પહેરતાસુધી ધારણ કરી રાખવાં. વસ્ત્ર અને દર્ભની દોરીને ત્રેવડાં કરવાની આવશ્યકતા નથી.

યજ્ઞોપવીતનું બીજું નામ બ્રહ્મસૂત્ર છે. એ બ્રહ્મસૂત્ર જેણે ધારણ કરેલ છે તેજ બ્રહ્મને (વેદને કિંવા પરમાત્માને) જાણવાને અધિકારી થાય છે એમ શિષ્ટો માને છે. પ્રત્યેક માણસનું સ્થૂલશરીર બહુધા પોતપોતાના છન્નુ આડા આંગળની ઉંચાઇનું હોય છે, અને એમાં

રહેલા આત્માના ચાર પાદ [ માંડૂક્યોપનિષદ્ જુઓ. ] છે એમ બતાવવાને ચાર આંગળાંપર છન્નુ વાર સૂત્ર વીંટી જનોઇ બનાવવામાં આવે છે. પ્રથમના ત્રેવડા કરવાથી ત્રણ ગુણોવડે પિંડબ્રહ્માંડની દશ્ય સ્થિતિ છે એમ સૂચવ્યું; પુનઃ ઊર્ધ્વે વણવાથી અને ત્રેવડ કરી અધો વણવાથી એમ સૂચવ્યું કે જેમાં સત્ત્વગુણ પ્રધાન છે એવા ત્રણ ગુણો દેહીની ઊર્ધ્વગતિ કરનારા છે, ને જેમાં તમોગુણ પ્રધાન છે એવા ત્રણ ગુણો દેહીની અધોગતિ કરનારા છે. પછી એ પ્રકૃતિની ઘટમાળમાંથી છૂટવાનો ઉપાય માત્ર ત્રિપદાજ (ગાયત્રીજ) કે વેદત્રયીજ ( ઋક્, યજુષ્ ને સામજ ) છે એમ બતાવવા તેને ત્રેવડું કરવામાં આવે છે. ગ્રંથિમાં પ્રવર નાંખી એમ સૂચવે છે કે પૂર્વે અમારા ગોત્રમાં+ આટલા ઋષિઓએ બ્રહ્મદર્શન-વેદદર્શન-કર્યું હતું. આવી રીતે યજ્ઞોપવીતના નિર્માણપ્રકારમાં બહુ ગુપ્ત સંકેત છે, ને **अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्** ( યોગવડે આત્મદર્શન-બ્રહ્મદર્શન-કરવું આજ પરમધર્મ છે ) એમ જે મહામુનિ **યાજ્ઞવલ્ક્યભગવાન્** પોતાની સ્મૃતિમાં કહે છે તે પરમધર્મની પ્રાપ્તિમાટેજ બ્રહ્મવિદ્યાના સિદ્ધાંતના સંકેતરૂપ આ બ્રહ્મસૂત્ર અધિકારીને પ્રાવેશિકદીક્ષા આપી આચાર્ય પહેરાવે છે, ને તેને ગાયત્રીજપ તથા પ્રાણાયામાદિ બોધે છે.

## ॥ अथ यज्ञोपवीतधारणप्रयोग ॥

સૂતકની તથા ગ્રહણની સમાપ્તિએ, ચાર માસે, આકસ્મિન

+ પ્રત્યેક દ્વિજે પોતાનો વેદ, શાખા, સૂત્ર, ગોત્ર ને પ્રવર એ અવશ્ય જાણવાં જોઇએ.

તુટી જાય ત્યારે કે એવે બીજે પ્રસંગે નીચેના વિધિપ્રમાણે નવું જનોઇ ધારણ કરવું.

પ્રથમ હાથપગ ધોઇ, પૂર્વાભિમુખે કિંવા ઉત્તરાભિમુખે બેસી, આચમન લઇ, એક પ્રાણાયામ કરવો. પછી હાથમાં જલ લઇ **अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम श्रौतस्मार्तकर्मानुष्ठानसिद्ध्यर्थं नवीनयज्ञोपवीतधारणमहं करिष्ये** ॥ એમ બોલી તે જલ નીચે મૂકવું. પછી જનોઇ હાથમાં લઇ તેનું જલથી પ્રક્ષાલન કરવું. પછી દશ ગાયત્રીમંત્રવડે જલનું અભિમંત્રણ કરી તે જલથી યજ્ઞોપવીતનું ચત્તા હાથે સંપ્રોક્ષણ કરી, પછી જનોઇના નવ તંતુને વિષે નવ દેવોનું આવાહન કરી તેમને યોજવા. તે આવાહન તથા યોજન નીચે પ્રમાણે બોલીને કરવું:-

**૧ લું. ॐ ॐकारं प्रथमतंतौ न्यसामि ।**

**૨ જું. ॐ अग्निं द्वितीयतंतौ न्यसामि ।**

**૩ જું. ॐ नागान् तृतीयतंतौ न्यसामि ।**

**૪ થું. ॐ सोमं चतुर्थतंतौ न्यसामि ।**

**૫ મું. ॐ पितॄन् पंचमतंतौ न्यसामि ।**

**૬ ઠું. ॐ प्रजापतिं षष्ठतंतौ न्यसामि ।**

**૭ મું. ॐ वायुं सप्तमतंतौ न्यसामि ।**

**૮ મું. ॐ सूर्यं अष्टमतंतौ न्यसामि ।**

**૯ મું. ॐ विश्वान् देवान् नवमतंतौ न्यसामि ॥**

એ પ્રમાણે નવ મંત્રવડે નવ તંતુમાં નવ દેવોને યોજી પછી ગ્રંથિ-

ને વિષે બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્રનું આવાહન કરી તેમને* યોજવા. પછી બંને હાથના અંગૂઠાતર્જની તથા મધ્યમાકનિષ્ઠિકાવચ્ચે જનોઇ રાખી, બંને હાથ ઉંચા કરી, **ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम०** એ મંત્ર પૂરો બોલી જનોઇ શ્રીસૂર્યને દેખાડવું. પછી નીચેનો મંત્ર ભણવો:—

**ॐ यज्ञोपवीतं परमं पवित्रं,**
**प्रजापतेर्यत्सहजं पुरस्तात् ।**
**आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं,**
**यज्ञोपवीतं बलमस्तु तेजः ॥ १ ॥**

ત્યારપછી **ॐ यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥** એ રીતે બોલી, બંને હાથ નીચા કરી, ડાબા ખભાપર ડાબા હાથદ્વારા તે ધારણ કરવું. ગૃહસ્થ હોય તેણે તેવીજ રીતે બીજું જનોઇ પણ ધારણ કરવું. કેટલાક ગૃહસ્થો ઉત્તરીયવસ્ત્રનિમિત્તે ત્રીજું, ને તે વિનાના બીજા વસ્ત્રના નિમિત્તે ચોથું એમ ચાર યજ્ઞોપવીત પહેરે છે. ત્યારપછી આચમન કરી, યથાશક્તિ ગાયત્રીજપ કરી, પછી જૂનું ઉપવીત **ॐ समुद्रं गच्छ स्वाहा०** એ મંત્ર બોલીને કિંવા **एतावद्दिनपर्यन्तं, ब्रह्म त्वं धारितं मया । जीर्णत्वात्त्वत्परित्यागो, गच्छ सूत्र यथासुखम् ॥** એ મંત્રનું ઉચ્ચારણ કરીને શિરોમાર્ગથી કાઢી નાંખવું. ને કરેલો જપ શ્રીસૂર્યભગવાનને નીચે પ્રમાણે બોલી અર્પણ કરવો:—

---

*એ સમયે **ॐ ब्रह्माणं न्यसामि, ॐ विष्णुं न्यसामि** ને **ॐ रुद्रं न्यसामि** એમ બોલવું.

अनेन नवयज्ञोपवीतधारणार्थे कृतेन यथाशक्ति गायत्री-जपकर्मणा श्रीसवितादेवता प्रीयतां न मम ॥

॥ इति यज्ञोपवीतधारणप्रयोग ॥

## ॥ संध्यादिना अधिकारनो निर्णय ॥

સર્વ દ્વિજવર્ગને સંધ્યાદિક વૈદિકકર્મો કરવાનો તથા ગાયત્રીમંત્રનો જપ કરવાનો અધિકાર છે. દ્વિજ એટલે જનોઇના સંસ્કારવડે જેનો બીજો જન્મ થયો છે એવા, એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય. એ વાત શ્રુતિસ્મૃતિઓમાં સુપ્રસિદ્ધજ છે; જેમાંથી મુખ્ય ત્રણ સ્મૃતિનાં વાક્યો નીચે ઉતારવામાં આવે છેઃ—

मातुरग्रेऽधिजननं, द्वितीयं मौंजिबंधने ।
तृतीयं यज्ञदीक्षायां, द्विजस्य श्रुतिचोदनात् ॥ १६९ ॥

મનુસ્મૃતિ. અધ્યાય ૨ જો.

ભાવાર્થઃ—પોતાની માતાથકી થયેલો જે જન્મ તે દ્વિજનો પ્રથમ જન્મ જાણવો, ઉપનયનસંસ્કારથી થયેલો તે બીજો જન્મ જાણવો, અને યજ્ઞદીક્ષા લીધાથી થયેલો તે ત્રીજો જન્મ એવું વેદનું પ્રમાણ છે. ૧૬૯

ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।
चतुर्थ एकजातिस्तु, शूद्रो नास्ति तु पंचमः ॥ ४ ॥

મનુસ્મૃતિ. અધ્યાય ૧૦ મો.

ભાવાર્થઃ—બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય એ ત્રણને દ્વિજ અર્થ-

વા દ્વિજાતીય વર્ણ કહે છે, એટલે જેને બે જન્મ છે એવા કહે છે. ચોથી શૂદ્રજાતિને એકજાતિ કહે છે, એટલે તેને એકવાર જન્મ છે. પાંચમો વર્ણ નથી. ૪

**ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रश्चेति वर्णाश्चत्वारः ॥ १ ॥**
**तेषामाद्या द्विजातयस्त्रयः ॥ २ ॥**

વિષ્ણુસ્મૃતિ. અધ્યાય ૨ જો.

**ભાવાર્થઃ**—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એમ ચાર વર્ણો છે. ૧ તેમાંના પહેલા ત્રણ દ્વિજ છે. ૨

**मातुर्यदग्रे जायंते, द्वितीयं मौंजिबंधनात् ।**
**ब्राह्मणक्षत्रियविशस्तस्मादेते द्विजाः स्मृताः ॥ ३९ ॥**

યાજ્ઞવલ્ક્યસ્મૃતિ. અધ્યાય ૧ લો.

**ભાવાર્થઃ**—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજ કહેવાય છે, કારણકે તેમનો પ્રથમ જન્મ માતાથી અને બીજો જન્મ જનોઇ દેવાથી થાય છે. ૩૯

તેમાં બ્રાહ્મણને વેદ ભણવાભણાવવાનો, યજ્ઞ કરવાકરાવવાનો, અને દાન આપવાલેવાનો અધિકાર છે; અને ક્ષત્રિય તથા વૈશ્યને માત્ર વેદ ભણવાનો, યજ્ઞ કરવાનો અને દાન આપવાનોજ અધિકાર છે, અન્ય ત્રણ કર્મોનો અધિકાર નથી. સંધ્યાદિ વૈદિક નિત્યકર્મ તો ત્રણે-ને નિત્ય કર્તવ્ય છે. શ્રીવેદભગવાને પણ **अहरहः संध्यामुपासीत** ( બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યે નિત્ય નિત્ય સંધ્યાવંદન કરવું જોઇએ, ) એ મંત્રથી એમજ આજ્ઞા કરી છે માટે વેદોક્ત નિત્યકર્મ કરવામાં ત્રણે વર્ણોએ પ્રમાદ નહિ કરવો જોઇએ, ને **अकृत्वा वैदिकं नित्यं**

**प्रत्यवायी भवेन्नरः** (વેદપ્રતિપાદિત સંધ્યાવંદનાદિક નિત્યકર્મ નહિ કરવાથી દ્વિજ પાપરૂપ દોષને પામે છે,) એ શ્રુતિમાં નિત્યકર્મ નહિ કર-નારને પાપના ભાગી કહ્યા છે, એ સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ.

જે દ્વિજ સંધ્યાવંદન કરતો નથી તેને શૂદ્રસમાન જાણવો. ભગવાન્ મનુ કહે છે કે:—

**न तिष्ठति तु यः पूर्वां, नोपास्ते यश्च पश्चिमाम् ।**

**स शूद्रवद्बहिष्कार्यः, सर्वस्माद्द्विजकर्मणः ॥ १०३ ॥**

મનુસ્મૃતિ. અ૦ ૨ જો.

ભાવાર્થ:—જે માણસ ઊભો રહીને પ્રાતઃકાલની સંધ્યા [ **पूर्वां संध्यां जपंस्तिष्ठेत्, सावित्रीमार्कदर्शनात्** ઇત્યાદિ મનુભગવાનના વચનથી અહિં સંધ્યા એ શબ્દથી ગાયત્રીજપ જાણવો.] કરતો નથી, અને બેસીને સાયંકાલની સંધ્યા કરતો નથી તેને શૂદ્રના જેવો ગણી-ને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનાં સર્વ કર્મોમાંથી દૂર કરી જ્ઞાતિબહાર મૂકવો, અને પશુના સરખો જાણી તેનો સત્કાર ન કરવો. ૧૦૩

અન્ય સ્મૃતિઓમાં પણ એ વિષયના સંબંધમાં એમજ કહ્યું છે, ત્યાં શ્લોકો:—

**श्रौतं चापि तथा स्मार्तं, कर्मालंब्य वसेद्द्विजः ।**

**तद्विहीनः पतत्येव, आलंबरहितांधवत् ॥ १ ॥**

**एकाहं जपहीनस्तु, संध्याहीनो दिनत्रयं ।**

**द्वादशाहमनग्निश्च, शूद्र एव न संशयः ॥ २ ॥**

**तस्माच्च लंघयेत्संध्यां, सायंप्रातः समाहितः ।**

**उल्लंघयति यो मोहात्, स याति नरकं ध्रुवम् ॥ ३ ॥**

ભાવાર્થઃ—શ્રુતિએ તથા સ્મૃતિએ કહેલાં નિત્યકર્મોનો આશ્રય કરીને દ્વિજે સ્થિત થવું. તે નિત્યકર્મોવિના દ્વિજ અવશ્ય અધોગામી થાય છે, જેમ લાકડી આદિના આલંબનવિનાનો આંધળો પુરુષ ખાડામાં પડે છે તેમ. ૧ જે દ્વિજ એક દિવસપર્યંત જપરહિત છે, ત્રણ દિવસપર્યંત સંધ્યારહિત છે, અને બાર દિવસપર્યંત અગ્નિમાં હોમ કર્યા વિનાનો છે તે શૂદ્રજ છે એમાં સંશય નથી. ૨ સંધ્યાનું ઉલ્લંઘન કરવાથી દ્વિજ શૂદ્રભાવને પામે છે માટે દ્વિજે કદાપિ પણ સંધ્યાનું ઉલ્લંઘન ન કરતાં સાયંકાલમાં તથા પ્રાતઃકાલમાં સાવધાન થઇને સંધ્યાવંદન કરવું. જે દ્વિજ પ્રમાદથી તે સંધ્યાનો પરિત્યાગ કરે છે તે દ્વિજ નિશ્ચય નરકને પામે છે. ૩

વળી દ્વિજને ગાયત્રીજપની કર્તવ્યતાવિષે શ્રીમનુભગવાન્ નીચે પ્રમાણે કહે છેઃ—

सहस्रकृत्वस्त्वभ्यस्य, बहिरेतत्त्रिकं द्विजः।
महतोऽप्येनसो मासात्, त्वचेवाहिर्विमुच्यते ॥ ७९ ॥
एतयर्चाविसंयुक्तः काले च क्रियया स्वया ।
ब्रह्मक्षत्रियविट्योनिर्, गर्हणां याति साधुषु ॥ ८० ॥

મનુસ્મૃતિ. અ૦ ૨ જો.

ભાવાર્થઃ—જો દ્વિજ સંધ્યાની વેળાવિનાના બીજા કાલમાં ગામથી બહાર જઇ ૐકાર તથા ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીનો સહસ્રવાર જપ કરે તો તે કાંચળીમાંથી સર્પની પેઠે મહાપાતકમાંથી એક માસમાં છૂટો થાય છે ૭૯ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યમાંથી જે કોઇ ગાયત્રીનો જપ ત્યજે છે, અને યથાકાલે પોતાની ક્રિયા કરતો

નથી તેની સારાં માણસોમાં નિંદા થાય છે માટે ગાયત્રીજપનો અને સ્વકર્મનો ત્યાગ કદાપિ પણ કરવો નહિ. ૮૦

શ્રીમરીચિઋષિ સંધ્યા નહિ કરનારની ગતિ આ પ્રમાણે કહે છેઃ–

**संध्या येन न विज्ञाता, संध्या येनानुपासिता ।**
**जीवमानो भवेच्छूद्रो, मृतः श्वा चाभिजायते ॥**

**ભાવાર્થઃ**—જેણે સંધ્યા જાણી નથી, અને સંધ્યોપાસના કરી નથી, તે દ્વિજને જીવતાં શૂદ્ર જાણવો, અને મુઆપછી તે કૂતરો થાય છે.

શ્રીદક્ષ નીચેના શ્લોકથી કહે છે કે સંધ્યાવિનાનો દ્વિજ સર્વ ધાર્મિકકર્મમાં અનધિકારી છેઃ—

**संध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ।**
**यदन्यत्कुरुते कर्म, न तस्य फलभाग्भवेत् ॥**

**ભાવાર્થઃ**—જે દ્વિજ સંધ્યાહીન છે તે નિત્ય અપવિત્ર ને સર્વ કર્મમાં અનધિકારી છે, ને જે બીજું ધર્મસંબંધી કર્મ તે કરે તેનું ફલ પણ તેને મળે નહિ.

કેટલાક જનોઇવાળા ક્ષત્રિય અને વૈશ્ય વૈદિકસંધ્યા તથા ગાયત્રી-જપ નહિ કરતાં અન્ય સંધ્યાગાયત્રી કરે છે, ને કહે છે કે અમને વૈદિક સંધ્યાગાયત્રીનો અધિકાર નથી માટે અમે પુરાણોક્ત સંધ્યા-ગાયત્રી કરીએ છીએ, એ તેમની ભૂલ ઉપરનાં શાસ્ત્રવચનોથી સમજાશે. અધિકારી છતાં પોતાની મેળે કે કોઇના કહેવાથી અનધિકારી થવું એ કેવી શોકકારક વાર્તા ! જેઓ ક્ષત્રિય અને વૈશ્ય હોય તેમણે યોગ્ય સમયે અવશ્ય વિધિવત્ જનોઇ ધારણ કરવું જોઇએ, તથા પોતાના પુત્રોને યથાકાલે યથાવિધિ યજ્ઞોપવીતસંસ્કાર કરાવવો જોઇએ. જેમણે કેટલીક પેઢીથી અનિવાર્ય સંયોગોને કિંવા અજ્ઞાનને વશ થઇને

કંઠી ધારણ કરીને કિંવા વિનાકંઠીએ જનોઇનો ત્યાગ કર્યો હોય તેમણે પ્રાયશ્ચિત્તાદિ કરી પુનઃ તે ધારણ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી સ્વવર્ણાશ્રમાનુસાર વૈદિકકર્મો કરી પોતાના જીવાત્માની ઉચ્ચગતિ સાધી શકાય. આપત્કાલમાં કદી વિહિતકર્મનો ત્યાગ થઇ ગયો હોય, ને નિષિદ્ધકર્મનું પાલન થયું હોય, તો તે બહુદૂષણરૂપ નથી, પરંતુ અનુકૂલતામાં પણ જો એ પ્રમાણેજ આચરવામાં આવે તો પતિત થવાય છે. વેદવિરોધી બૌદ્ધજૈનાદિ ધર્મોનું પ્રાબલ્ય, સ્વધર્મશિક્ષકોની શિથિલતા અને પરદેશી પરધર્મીની સત્તાને અધીન રહેવાપણું એ આદિ પ્રતિકૂલ કારણોને લીધે ઉપનયન અને વૈદિકકર્મો યથાવિધિ ન થતાં તેમનો લોપ થયો હોય તો બહુ શોક કરવાજેવું નથી, પણ હવે એમાંનાં ઘણાં ખરાં કારણો દૂર થઇ અનુકૂલ સમય આવ્યો છે, છતાં પણ યથાવિધિ વૈદિકકર્મો કરવામાં પ્રમાદી રહેવું એ યોગ્ય નથી. શાસ્ત્રોક્ત નૂતન સંસ્કાર કરાવ્યા પછી શ્રદ્ધાભક્તિપૂર્વક વૈદિકકર્મોના અનુષ્ઠાનમાં તે દ્વિજે પ્રવૃત્ત રહેવું જોઇએ, ને પોતાના પુરોહિતનાં કિંવા આચાર્યનાં વેદશાખાગોત્રાદિ હોય તે પોતાનાં ગણવાં જોઇએ.+ એવી રીતે નૂતનસંસ્કાર પામેલાને ત્રણ પેઢીએ વૈદિક સંધ્યાગાયત્રીનો અધિકાર પ્રાપ્ત થાય છે એમ કોઇ કહેતા હોય તો તે પણ અયોગ્ય છે, કારણકે

---

**+यद्यपि राजन्यविशां प्रातिस्विकगोत्राभावः तथापि पुरोहितगोत्रप्रवरौ वेदितव्यौ ॥ श्रीयाज्ञवल्क्यस्मृतिपरनी मिताक्षरा टीका ॥**

**ભાવાર્થઃ**—જોકે વર્તમાનકાલમાં ક્ષત્રિયોને તથા વૈશ્યોને પોતાનાં ગોત્રાદિનો અભાવ પ્રતીત થાય છે તોપણ તેમને માટે પુરોહિતનાં ગોત્રપ્રવર જાણવાં. શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિપરની મિતાક્ષરા ટીકા.

પ્રમાદાદિથી થયેલા દોષો પ્રાયશ્ચિત્તથી નાશ પામે છે એ વાત શાસ્ત્રસિદ્ધ છે, માટે શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત કર્યા પછી યજ્ઞોપવીતસંસ્કાર જેને થયો છે તેને તે સમયથીજ વૈદિકકર્મનો અધિકાર પ્રાપ્ત થાય છે. એ સંબંધી વિશેષ વર્ણનમાટે શ્રીઉપનયનમીમાંસાદિ લેખો જુઓ.

કેટલાક કહે છે કે "પરંપરાથી જનોઇ ધારણ કરનારા ક્ષત્રિયને અને વૈશ્યને પણ વૈદિક સંધ્યાગાયત્રીનો અધિકાર નથી, ને તે સંધ્યાદિ કરવાથી તેઓ પાપના ભાગી થાય છે;" આ તેમનું કહેવું માત્ર તેમના દુરાગ્રહને લઇને છે, ને દ્વિજશબ્દનો અર્થ નહિ સમજવાથીજ તેઓ એવા દુરાગ્રહમાં પ્રવૃત્ત થાય છે. બ્રાહ્મણનો તો તેજ મુખ્ય ધર્મ છે કે સંધ્યાદિ વૈદિક નિત્યકર્મો પોતે સારી રીતે કરવાં, ને ક્ષત્રિય તથા વૈશ્યને તે તેમનું અવશ્ય કર્તવ્ય છે એમ સમજાવી કરાવવાં, તથા નકામા વિરોધથી જેમ બને તેમ દૂર રહેવું. સંધ્યાદિક વૈદિક નિત્યકર્મો તથા યજ્ઞાદિક ક્ષત્રિયાદિ કરતા એમ પુરાણોમાં સ્થલે સ્થલે જણાવ્યું છે, પણ આટલેથીજ અટકવાનું નથી, તેઓમાં વેદમંત્રના દ્રષ્ટાઓ એટલે ઋષિઓ પણ થયા છે. શ્રીઋગ્વેદ તૃતીયાષ્ટકમાંનાં કેટલાંક સૂક્તના ઋષિઓ ત્રસદસ્યુ, પુરુમીઢ ને અજમીઢ એ ક્ષત્રિયો હતા; અને અષ્ટમાષ્ટકના એક સૂક્તના ઋષિ વસુકર્ણનામના વૈશ્ય હતા. ઉપનિષદોમાં તો પ્રવાહણ તથા અજાતશત્રુ આદિ ક્ષત્રિયોએ બ્રાહ્મણને ઉપાસના તથા જ્ઞાન સમજાવ્યાના સ્પષ્ટ લેખો છે. શ્રીજનકનામના રાજર્ષિએ શ્રીશુકદેવજીનામના શ્રીવ્યાસભગવાનના પુત્રને બોધ આપ્યાની વાત કોનાથી અજાણી છે? વળી શ્રીવ્યાસભગવત્પ્રણીત શ્રીબ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના ત્રીજા પાદનાં સૂત્ર ૩૪ થી ૩૮ સુધીમાં તેમજ તેપરના પૂજ્યપાદ શ્રીશંકરભગવાનના શારીરકભાષ્યમાં જ્યાં વિદ્યાના અધિકારનો નિર્ણય બતાવ્યો છે ત્યાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યને

પ્રત્યક્ષરીતે વેદવિદ્યાના તથા વૈદિકક્રિયાના અધિકારી ઠરાવી માત્ર શૂદ્રોનેજ સ્મૃતિ તથા પુરાણાદિદ્વારા જ્ઞાન સંપાદન કરવાનું કહ્યું છે; ને **स्त्रीशूद्रौ नाधीयाताम्** એ પ્રચલિત શ્રુતિ પણ સ્ત્રી ને શૂદ્રના અધિકારનુંજ વારણ કરે છે, કાંઇ ક્ષત્રિય તથા વૈશ્યને અધિકાર નથી એમ નથી કહેતી. વિદ્વાનો તો નિઃશંકરીતે જાણે છે, તથા માને છે કે કોઇ પણ શ્રુતિ તથા સ્મૃતિ ક્ષત્રિય તથા વૈશ્યને વેદવિદ્યાનો અભ્યાસ કરવાની ને સંધ્યાદિક વૈદિકકર્મો કરવાની તથા ગાયત્રીજપ કરવાની ના કહેતી નથી, છતાં જેમને શંકા હોય તેમણે તેમને અધિકાર ન હોવાવિષેનું શ્રુતિ તથા સ્મૃતિનું પ્રમાણ શોધવું જોઇએ.

કોઇ કહેતું હોય કે "ધર્મસિંધુ—તૃતીયપરિચ્છેદના યજ્ઞોપવીતના પ્રસંગમાં દ્વિજનો અર્થ બ્રાહ્મણજ કરેલો છે," તો તે તેમની ભૂલ છે, કેમકે તે સ્થલે ઉપનયન કરવાના અધિકારીઓ ગણાવ્યા છે, ને તેમાં **सर्वाभावे श्रोत्रियः** એમ કહી શ્રોત્રિયની વ્યાખ્યા આપી છે, કાંઇ દ્વિજની વ્યાખ્યા આપી નથી. ક્ષત્રિય ને વૈશ્ય વેદ ભણેલા હોય, અને તેથી તેઓ ઉપનયન કરાવી શકે એ વિચાર દૂર કરવામાટે તથા બ્રાહ્મણનેજ આ પ્રસંગમાં શ્રોત્રિય ગણવો એ વાત વિશેષ સ્ફુટ કરવામાટે ત્યાં તેની આવી રીતે વ્યાખ્યા આપી છે:—

**"जन्मना ब्राह्मणो ज्ञेयः, संस्कारैर्द्विज उच्यते ।**
**विद्वत्वाच्चापि विप्रत्वं, त्रिभिः श्रोत्रिय उच्यते ॥ "**

**ભાવાર્થ:**—જન્મવડે બ્રાહ્મણ જાણવો, સંસ્કારવડે દ્વિજ કહેવાય, વેદવિદ્યા પ્રાપ્ત કરવાથી વિપ્રપણું, ને એ ત્રણવડે શ્રોત્રિય કહેવાય છે.

ઉપરના વાક્યથી ક્ષત્રિય ને વૈશ્ય દ્વિજ નથી એમ સિદ્ધ થતું નથી એ સ્પષ્ટ છે બલાત્કારે એમ માનવાથી શ્રુતિવાક્યોસાથે તથા શ્રીમનુયાજ્ઞવલ્ક્યાદિ સર્વજ્ઞ ઋષિમુનિઓની સ્મૃતિઓસાથે વિરોધ આવે. વળી આ ગ્રંથ શાકે ૧૭૧૨ ની શાલમાં બહુધા આધુનિકગ્રંથોને આધારે પ્રાયશઃ દક્ષિણદેશના દ્વિજોના ઉપયોગમાટે રચવામાં આવ્યો છે, છતાં તેમાં પણ ક્ષત્રિય તથા વૈશ્યના ઉપનયનના સમય આદિનાં સ્પષ્ટ વચનો છે. તથા દ્વિજ એટલે ત્રિવર્ણ એમ પુષ્કલ ઠેકાણે જણાવેલું છે, માટે એ સર્વે ઉપરથી સિદ્ધ એજ થાય છે કે પ્રમાણપૂર્વક ઉપર જે દ્વિજશબ્દનો અર્થ કર્યો છે તેજ સત્ય છે.

કેટલાક કહે છે કે "ક્ષત્રિય તથા વૈશ્યને વેદોક્તરીતે યજ્ઞોપવીત નથી થતું માટે તે દ્વિજ નથી," આ કહેવું પણ ભૂલભરેલું છે, કેમકે કેટલાક ભાગને વેદોક્તરીતે વા તેને મળતી રીતે એ સંસ્કાર થાય છે. જ્યાં એમ નહિ થતું હોય ત્યાં તેમના ગોરોનો દોષ છે. ગોરોના (પુરોહિતોના) દોષથી જે અપૂર્ણતા રહે તેમાં એ વિષયમાં અજ્ઞાત યજમાન શું કરે? તેથી કાંઇ તેમનું દ્વિજત્વ+ નાશ પામે? નજ નાશ પામે. વેદોક્ત બધા સંસ્કારો તો આજકાલ બ્રાહ્મણોને પણ યથાવિધિ થતા નથી, ને તેનો મોટો ભાગ સંધ્યાગાયત્રી યથાવિધિ જાણતોઆચરતો નથી, માટે એ રીતે તો તેમનું બ્રાહ્મણપણું પણ નાશ પામવું જોઇએ, પણ એમ નથી. જેમ કરાલકલિના પ્રભાવે ક્ષત્રિય તથા વૈશ્યની દયામણી

+ યથાર્થ દ્વિજત્વ પ્રાપ્ત થવું એ વાર્તા ઘણી કઠિન છે. સ્થૂલશરીરના અભિમાનને શિથિલ કરી શુદ્ધસૂક્ષ્મશરીરમાં અભિમાનની સ્થિતિ કરવી-દેવના જેવા થવું-એજ યથાર્થ દ્વિજત્વ છે.

સ્થિતિ થઇ છે તેમજ બ્રાહ્મણની પણ થઇ છે. તાત્પર્ય કે કાલે સૌને સરખો ધક્કો લગાડ્યો છે, ત્રણે વર્ણોનો મોટો ભાગ કર્મભ્રષ્ટ છે, માટે સમજુ બ્રાહ્મણોએ નિષ્પ્રયોજન વિતંડાવાદ નહિ કરતાં સર્વ દ્વિજોને સ્વધર્મનિષ્ઠ કરવા તથા પોતે સ્વધર્મનિષ્ઠ થવા યત્ન કરવો એજ તેમને ભૂષણરૂપ છે, ને ગુજરાતના દ્વિજોનો ઉત્કર્ષ પણ એથીજ છે. પોતે કર્મભ્રષ્ટ થઇ ઉત્તરોત્તર અધમસ્થિતિએ પહોંચવાથી કે ક્ષત્રિયવૈશ્યોને વિશેષ અધમસ્થિતિએ પહોંચાડવાથી તેમનું પોતાનું કે ગુજરાતના દ્વિજોનું કલ્યાણ નથી.

કેટલાક પૂર્વાપર વિચાર કર્યા વિના કહે છે કે "ધર્મસિંધુ–તૃતીય-પરિચ્છેદ–આશૌચાન્નભક્ષણમાં તથા શૂદ્રકમલાકરમાં લખ્યું છે કે કલિ-યુગમાં માત્ર બ્રાહ્મણ ને શૂદ્ર એવી બે જાતિજ છે, ક્ષત્રિયવૈશ્ય નથી, ને શ્રીમદ્‌ભાગવતના સ્કંધ ૯ ના અ૦ ૧૨ ના શ્લોક ૧૫ માં તથા એજ સ્કંધના અ૦ ૨૨ ના શ્લોક ૧૬–૧૭ માં પણ કલિયુગમાં ક્ષત્રિયનો અભાવ જણાવ્યો છે;" આ તેમનો પૂર્વપક્ષ પણ તે ગ્રંથોને પૂર્ણ જોયા વિનાજ ઊભો થયો છે. એ ગ્રંથોમાં એમ છેજ નહિ, છતાં વિકલ્પને સારુ તે ગ્રંથોમાંના બે ગ્રંથમાં એમ છે એમ સ્વીકારીએ તોપણ શ્રુતિસ્મૃતિના પ્રબલપ્રમાણઆગળ મનુષ્યકૃત આધુનિક ધર્મસિંધુ તથા શૂદ્રકમલાકરનું શ્રુતિસ્મૃતિપુરાણાદિના આધાર-વિનાનું એકદેશી મનસ્વી પ્રમાણ અતિગૌણ ગણાય. રત્નાગિરિપ્રાંત કે જ્યાં ધર્મસિંધુકાર રહેતા હતા તે ભણી કદાચ ક્ષત્રિયવૈશ્યનો અભાવ હોય તો તેથી આખા ભારતખંડમાંજ ક્ષત્રિયવૈશ્ય નથી એમ ન કહે-વાય; કેમકે આ દેશમાં ને ઉત્તર આર્યાવર્તમાં તથા બંગાળા આદિમાં ઘણા ક્ષત્રિયો અને વૈશ્યો છે. ધર્મસિંધુકારે પોતેજ પોતાના ગ્રંથમાં તેમના

કેટલાક અગત્યના સંસ્કારાદિની સમજ આપી છે. જુઓ દ્વિતીય પરિચ્છેદ-પૂજાનંતરકૃત્ય, નવરાત્રકર્માધિકાર ને પુરાણશ્રવણપ્રકાર. તૃતીય પરિચ્છેદ પૂર્વાર્ધ-દત્તકમાં બ્રાહ્મણાબ્રાહ્મણવિચાર, નામકરણ, ચતુર્વિધ નામો, ચૌલ, ઉપનયનકાલ, વારાદિકનિર્ણય, વિવાહપ્રકાર, પ્રાતઃસાયંવૈશ્વદેવ, અશ્વત્થોપનયન ને કલિમાં નિષિદ્ધ. તૃતીય પરિચ્છેદ ઉત્તરાર્ધ-શ્રાદ્ધપરિભાષા, પતિના ઉદ્દેશવડે અગ્નિપ્રવેશ, ગર્ભનાશજનનાદ્યાશૌચ, દેશાંતરમાં સપિંડમરણ, ગૃહથી સ્મશાનમાં શવ લઈ જવાનો પ્રકાર, અન્વારોહણપ્રયોગ ને સંન્યાસ. જો તેઓ તેમનું અસ્તિત્વ નજ માનતા હોય તો તેઓ આવો પ્રયત્ન શામાટે કરે ? માટે સિદ્ધ થાય છે કે તેઓ પણ ચારે વર્ણનું અસ્તિત્વ સ્વીકારતા હોવા જોઈએ. માત્ર એક જગાએ જે તેમના અભાવનું સંદેહવાળું વાક્ય લખાયું છે તે ભૂલને લીધે કિંવા મહારાષ્ટ્રદેશના રત્નાગિરિપ્રાંતમાટે હોવું જોઈએ એમ પૂર્વાપર વિચાર કરતાં સ્પષ્ટ થાય છે. શૂદ્રકમલાકરમાં તો ક્ષત્રિય તથા વૈશ્ય છે એમ સ્પષ્ટ સિદ્ધ કરી અભાવનું ખંડન કર્યું છે. શ્રીમદ્‌ભાગવતનાં જે પ્રમાણો બતાવ્યાં છે તે પણ ખોટાં છે, કેમકે તેમાં તો સૂર્યવંશના તથા ચંદ્રવંશના રાજાઓની રાજ્યસત્તાની સમાપ્તિ બતાવી છે, કાંઈ ક્ષત્રિયજાતિનો ઉચ્છેદ બતાવ્યો નથી, કારણકે શ્રીમદ્‌ભાગવતમાંજ ઘોર કલિયુગમાં પણ સર્વે (ચારે) વર્ણોના અસ્તિત્વનાં સ્પષ્ટ વચનો છે, જુઓ દ્વિતીયસ્કંધ અધ્યાય ૭ માનો શ્લોક ૩૮, તથા દ્વાદશસ્કંધ અ૦ ૨ શ્લોક ૮ નું પૂર્વાર્ધ, તથા શ્લોક ૧૪ ને ૩૫. વળી સત્યાર્થપ્રકાશમાં (તૃતીયાવૃત્તિ પૃ૦ ૩૯૭ માં) જે આર્યાવર્તદેશીય રાજવંશાવલિ આપી છે તેથી પણ તે વંશના રાજાઓના હાથમાંથી રાજ્ય ગયાનું ને તેમનો પોતાનોજ નાશ થયાનું સિદ્ધ થાય છે, કાંઈ ક્ષત્રિયજાતિનો ઉચ્છેદ થયાનું જણાતું નથી,

તેથી સિદ્ધ થાય છે કે ચારે વર્ણો છે, એકે વર્ણનો અભાવ નથી, માત્ર મૂલવર્ણોઉપરાંત કેટલીક સંકરજાતિઓ નવી ઉપજી છે, ને મૂલજાતિઓ તથા તેઓ સ્વધર્મ પાળવામાં દિવસે દિવસે શિથિલ થતી જાય છે.

જેઓ શ્રીવેદ, સ્મૃતિઓ અને પુરાણોકરતાં પોતાના મનસ્વી વિચારોનેજ સત્ય માને છે તેમને માટે આ પ્રયત્ન નથી, પણ દુરાગ્રહવિના જેઓ સત્યાસત્યનો નિર્ણય જાણવા ઇચ્છતા હોય તેમને માટે આટલું લખ્યું છે. વિદ્વાનો તો એ વિષયમાં નિઃશંક છે, પણ સામાન્યવર્ગના જિજ્ઞાસુઓને આ લઘુ લેખથી પોતાની તે જિજ્ઞાસાની તૃપ્તિ થવાનો સંભવ છે. જેમને આ વિષયના સંબંધમાં વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે શ્રીવર્ણમીમાંસા તથા શ્રીબ્રાહ્મસંસ્કારમીમાંસાદિ ગ્રંથો જોવા.

---

# ॥ अथ संध्याप्रयोगः ॥

## ॥ अथ प्रातःसंध्या ॥

બ્હાર જલાશયમાં ટાઢે પાણીએ કે ઘેર ઉષ્ણ પાણીએ વિધિપૂર્વક સ્નાન કરી રહ્યા પછી પવિત્ર વસ્ત્ર ચારે છેડે પહેરી, ડાબા ખભાપર બીજું પવિત્ર ઉપવસ્ત્ર રાખી, પવિત્ર સ્થલે પવિત્ર [1]આસનપર પૂર્વાભિમુખે સ્વસ્તિકાદિ આસનથી બેસવું. પછી જમણા હાથની અનામિકામાં દર્ભનું કિંવા ધાતુનું પવિત્ર ધારણ કરી, આગળ બે તરભાણી, [2]પવિત્ર જલથી ભરેલું પંચપાત્ર, આચમની, અર્ઘાઉ તથા અર્ઘ્યપ્રદાન

---

૧ દર્ભનું, મૃગચર્મનું, વ્યાઘ્રચર્મનું કે ઊનનું આસન સંધ્યાવંદનના કામમાં લેવું. કેવલ ઊઘાડી ભૂમિપર, લાકડાના ઊઘાડા આસનપર, કે સૂતાઉ વસ્ત્રપર બેસી સંધ્યાવંદન કરવું નહિ.

૨ એ પાણી પીણવાળું, પરપોટાવાળું, ઊનું, ખારું કિંવા ડોળું ન

કરવાના જલનું પાત્ર એ સાખવાં.[૩] પછી સ્વસ્થ થઇ ભસ્મનાં (વિભૂતિનાં) શરીરના લલાટાદિ ભાગપર વિધિપૂર્વક ત્રિપુંડ્ર કરવાં. પછીથી હાથ ધોઈ ડાબા હાથથી આચમનીવડે જમણા હાથની હથેળીમાં એક માષાભાર સોનાની ગોળી ડુબે એટલું જલ લઇ, તે હાથનો અંગૂઠો તથા ટચલી આંગળી પૃથક્ રાખી તથા તે હાથને ડાબા હાથની તર્જની આંગળી અડાડી રાખી, [૪]આચમન કરી, તે હથેળીને આચમનીમાં લીધેલા જલવડે ધોઇ નાંખવી. આચમન લઇ રહ્યા પછી પ્રત્યેક સમયે તે હથેળી ધોવાની છે એ સ્મરણમાં રાખવું. પછી નીચે લખેલો ગાયત્રીમંત્ર બોલી શિખા બાંધવી. જેમણે ભસ્મનાં ત્રિપુંડ્ર કરતા પહેલાં શિખાબંધન ર્ક્યું હોય તેમણે તો ગાયત્રીમંત્ર બોલી માત્ર શિખાને સ્પર્શજ કરવો.

ॐ। भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात् ॐ ॥ [૫]

---

જોઇએ. મલિન જલ હોય તો તેને શુદ્ધ કરી ઉપયોગમાં લેવું. ઊનું જલ શુદ્ધ હોય ને તે વિના બીજું ટાઢું જલ અપ્રાપ્ય હોય તો તેને ટાઢું પાડી કામમાં લેવું. જે દેશનાં પાણી ભૂમિના દોષને લીધે ખારાશવાળાંજ છે તે દેશમાં તેવા જલને દશ ગાયત્રીમંત્રથી અભિમંત્રી ઉપયોગમાં લેવું.

૩ એ પાત્રો તાંબાનાં, રૂપાનાં કિંવા સોનાનાં હોવાં જોઇએ.

૪ આચમન કરતી વેલા હસવું કે બોલવું નહિ, તેમજ આડું અવળું જોવું નહિ, પગમાં કાંઈ ન પહેરવું, ગળામાં વસ્ત્ર ન વીંટાળવું, તેમજ માથે પણ વસ્ત્રાદિ કાંઇ ન બાંધવું. આચમન બ્રહ્મતીર્થથી એટલે જમણા હાથના અંગૂઠાના મૂલઆગળથી કરવું.

૫ ગાય+ત્રી=ગાયત્રી. ગાનારને (યથાવિધિ જપ કરનારને) પાપથી તારે છે માટે તે મંત્ર ગાયત્રી કહેવાય છે.

પછી હાથ ધોઇ ॐ भूः पुनातु એ મંત્ર બોલી પહેલું, ॐ भुवः पुनातु એ મંત્ર બોલી બીજું, અને ॐ स्वः पुनातु એ મંત્ર

---

ॐ એ શબ્દ શ્રીઇશ્વરનો વાચક છે, ને પ્રત્યેક વૈદિકમંત્રના આરંભમાં તેનો ઉચ્ચાર કરવાની આવશ્યકતા છે. भूः भुवः स्वः એ ત્રણ વ્યાહૃતિ છે. વેદમાંથી જે સારરૂપે ખેંચી કાઢેલ તે વ્યાહૃતિ કહેવાય છે. એ ત્રણ વ્યાહૃતિ અહીં સૂર્યના તેજના (ભર્ગના) વિશેષણરૂપે વપરાયેલી છે. સૂર્યનું એ તેજ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગમાં વ્યાપેલું છે એ તેનો ભાવાર્થ છે. આઠ આઠ અક્ષરનું એક ચરણ એવાં ત્રણ ચરણ મળીને ગાયત્રી થાય છે માટે તેને ત્રિપદા પણ કહે છે. પહેલા ચરણમાં ण्यं છે, તેનું णियं ગણવાથી तत्स થી दयात् સુધીના ૨૪ અક્ષરો થાય છે, તે આ પ્રમાણેઃ--

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
त त्स वि तु र्व रे णि यं, भ र्गो दे व स्य धी म
૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪
हि, धि यो यो नः प्र चो द यात् ॥

પદચ્છેદઃ-तत् सवितुः वरेण्यम् भर्गः देवस्य धीमहि धियः यः नः प्रचोदयात् ॥

(ઉપર અંક: वरेण्यम् ૩, सवितुः ૧, भर्गः ૪, देवस्य ૫(?), धीमहि ૬; धियः ૯, यः ૭, नः ૮, प्रचोदयात् ૧૦)

શબ્દાર્થઃ—[સઘળા પદાર્થોને] ઉત્પન્ન કરનાર[૧] પ્રકાશવાન્[૨] [એવા જે શ્રીસૂર્ય] તેના[૩] ઉત્તમ[૪] તેજનું[૫] [અમે] ધ્યાન કરીએ છીએ[૬], જે[૭] [તેજ] અમારી[૮] બુદ્ધિને[૯] [ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં] પ્રેરે છે[૧૦], અર્થાત જે અમારી બુદ્ધિને એ ચારે પુરુષાર્થોમાં યથાયોગ્ય વિજય મેળવી શકાય એવું સામર્થ્ય આપે છે.

બોલી ત્રીજું એમ ત્રણ આચમન લેવાં.[૬]

ત્યારપછી નીચે લખવામાં આવે છે તે મંત્ર [એના ઋષિ વામદેવ, દેવતા વિષ્ણુ ને છંદ અનુષ્ટુપ્ છે. કોઇ ગ્રંથોમાં અનુષ્ટુપ્‌ને સ્થલે સુતલં એવા નામનો છંદ પણ કહ્યો છે. બાહ્યાભ્યંતરની પવિત્રતા કરવામાં તેનો ઉપયોગ છે. ] બોલી માથાઉપર માર્જન કરવું.-જમણા હાથની વચલી બે આંગળીઓદ્વારા કે દર્ભદ્વારા ડાબા હાથથી આચમનીમાં લીધેલા કિંવા ડાબા હાથની હથેળીમાં રાખેલા જલને માથાપર થોડું થોડું છાંટવું:—

**ॐ । अपवित्रः पवित्रो वा, सर्वावस्थां गतोऽपि वा ।**
**यः स्मरेत्पुंडरीकाक्षं, स बाह्याभ्यंतरः शुचिः ॥ १ ॥**[૭]

માર્જન થઈ રહ્યા પછી નીચે લખેલો મંત્ર [ એના મેરુપૃષ્ઠ ઋષિ, કૂર્મ દેવતા અને અનુષ્ટુપ્ છંદ છે. આસનશુદ્ધિ એટલે આસનની

---

૬ પૃથ્વીની સાથે સંબંધ રાખનારો પ્રાણ (સ્થૂલશરીર) શુદ્ધ થાઓ, અંતરિક્ષની સાથે સંબંધ રાખનારો પ્રાણ ( સૂક્ષ્મશરીર ) શુદ્ધ થાઓ, અને સ્વર્ગની સાથે સંબંધ રાખનારો પ્રાણ ( કારણશરીર ) શુદ્ધ થાઓ, એવો એ ત્રણ મંત્રોનો ભાવાર્થ છે. અહીં એ રીતે ત્રણ આચમન લેવાં. અન્યસ્થલે જ્યાં જેટલાં આચમન કહ્યાં છે ત્યાં તેટલાં લેવાં.

૭ પદચ્છેદઃ—**अपवित्रः[१] पवित्रः[३] वा[२] सर्वावस्थाम्[५] गतः[६] अपि[७] वा[४] यः[८] स्मरेत्[१०] पुंडरीकाक्षम्[९] सः[११] बाह्याभ्यंतरः[१२] शुचिः[१३]**

**શબ્દાર્થઃ**— અપવિત્ર[૧] અથવા[૨] પવિત્ર[૩] અથવા[૪] ગમે તે[૫] (અજ્ઞાત અશુદ્ધિવાળા ) અવસ્થામાં[૬] રહ્યો હોય તોપણ[૭] જે[૮] [ માણસ ] ભગવાનનું[૯]

પવિત્રતા કરવામાં તેનો ઉપયોગ છે. ] બોલી જમણા હાથની વચલી બે આંગળીઓવડે આસનને માર્જન કરવું.-આસનપર થોડું થોડું જલ છાંટવું:—

**ॐ। पृथ्वि त्वया धृता लोका, देवि त्वं विष्णुना धृता।**
**त्वं च धारय मां देवि, पवित्रं कुरु चासनम् ॥ १ ॥[८]**

પછી ત્રણ આચમન લઇ, હથેળી ધોઇ, જમણા હાથના અંગૂઠા તથા અનામિકાવડે જમણા કાનની બુટનો સ્પર્શ કરવો.

ત્યારપછી બે આચમન લઇ ત્રણ પ્રાણાયામ કરવા. પ્રાણાયામનો વિધિ આ પ્રમાણે છે:--

આંખો બંધ રાખી, મૌન ધારણ કરી, ડાબા નસકોરાદ્વારા થોડો રેચક કરી, પછી જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી નાકનું ડાબું છિદ્ર દબાવી, જમણા છિદ્રદ્વારા બહારના અમૃતમય વાયુનું નીચે લખવામાં આવે છે તે મંત્રનું મનમાં એક વાર સ્મરણ કરી રહેતાસુધી આકર્ષણ કરવું. એ વેલા ગુદાને સંકોચવી. પછી તે હાથના

---

[૧૦]સ્મરણ કરે [૧૧]તે [ માણસ ] [૧૨]બહાર અને અંતર [૧૩]પવિત્ર [ થાય છે. ] તાત્પર્ય કે તેના સ્થૂલ કિંવા સૂક્ષ્મ શરીરમાં કાંઇ અશુદ્ધિ રહી હોય તો તે દૂર થાય છે.

૮ પદચ્છેદ:—[१]पृथ्वि [२]त्वया [४]धृताः [३]लोकाः [५]देवि [६]त्वं [७]विष्णुना [८]धृता [११]त्वं [९]च [१३]धारय [१२]माम् [१०]देवि [१६]पवित्रं [१७]कुरु [१४]च [१५]मासनम्

શબ્દાર્થ:—હે [૧]પૃથ્વિ! [૨]તમે [૩]લોકોને (સ્થાવરજંગમ પદાર્થોને)

અંગૂઠાવડે જમણું છિદ્ર પણ રોકી દેવું; અને ડોકને નીચી નમાવી નીચેના મંત્રનું મનમાં ચાર વાર સ્મરણ કરતાંસુધી તે પૂરેલા પવનને રોકી રાખવો. પછી ડોકને પૂર્વવત્ ઉંચી કરી, નાભિને બરડાભણી ખેંચી ડાબા છિદ્રપંરથી અનામિકા તથા ટચલી આંગળી ઊપાડી લઇ તેવાટે અંતરના પવનને કહેવામાં આવતો મંત્ર મનમાં બે વાર સ્મરણ કરતાં-સુધી ધીરે ધીરે બહાર કાઢવો. પુનઃ તેજ ( ડાબા ) છિદ્રથી કહેલી રીતે બહારના પવનને અંતર ખેંચવો; પછી કહેલા સમયસુધી કહેલી રીતે તેને રોકવો, ને સમજાવી ગયા તે રીતે પૂરેલા પવનને પાછો બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો. આવા ત્રણ પ્રાણાયામ કરવાના છે. પૂરકથી ચારગણો કુંભક તથા બમણો રેચક કરવો એ પ્રાચીન યોગાચાર્યોનો, વસિષ્ઠસંહિતાનો તથા દેવીભાગવતનો મત છે. જેમનાથી એ પ્રમાણે ન બની શકે તેમણે **શ્રીયાજ્ઞવલ્ક્ય** તથા **શ્રી-શૌનકાદિના** કહેવાપ્રમાણે પ્રથમ મંત્રરહિત યથાશક્તિ પૂરક કરી પછી ત્રણ મંત્ર મનમાં ભણી જવાય ત્યાંસુધી પૂરેલા પવનને રોકવો, ને પછી ધીરે ધીરે યથાશક્તિ રેચક કરવો. એવી રીતે ત્રણ પ્રાણાયામ કરવા. આ પદ્ધતિ આરંભમાં બહુ ઉપયોગી છે, માટે સામાન્ય અભ્યાસીએ એ પ્રમાણેજ કરવું. જેમનાથી એમ પણ ન બની શકે તેમણે તો બહારના વાયુને યથાશક્તિ ચઢાવવો, એક કિંવા બે મંત્રે રોકવો, ને પછી યથાશક્તિ ઊતારવો.

**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः**

---

૪ ૫ ૬ ૭ ૮
ધારણ કરેલ છે હે દેવિ! તમે વિષ્ણુવડે ( સૂર્યવડે ) ધારણ કરાયેલાં
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭
છો, અને હે દેવિ! તમે મને ધારણ કરો, તથા આસનને પવિત્ર કરો.

ॐ सत्यं । ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥ ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥[૯]

પછીથી જમણા હાથવડે આચમનીમાં જલ લઈ કિંવા જમણા

૯ ૐકાર એટલે પ્રણવના પરબ્રહ્મ ઋષિ, પરમાત્મા દેવતા ને દેવીગાયત્રી છંદ છે. વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ ને કશ્યપ એ સાત સાત વ્યાહૃતિના ઋષિ છે; અગ્નિ, વાયુ, આદિત્ય, બૃહસ્પતિ, વરુણ, ઇંદ્ર ને વિશ્વેદેવા એ સાત સાત વ્યાહૃતિની દેવતા છે; અને ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્ ને જગતી એ સાત સાત વ્યાહૃતિના છંદો છે. ગાયત્રીમંત્રના વિશ્વામિત્ર ઋષિ, સવિતા દેવતા ને ગાયત્રી છંદ છે. ગાયત્રીના શિરના પ્રજાપતિ ઋષિ; બ્રહ્મા, અગ્નિ, વાયુ ને આદિત્ય દેવતા; ને યજુષ્ છંદ છે. એ બધા મંત્રનો પ્રાણાયામમાં ઉપયોગ છે.

ગાયત્રીની આગળ જે સાત વ્યાહૃતિ છે તે ભર્ગના વિશેષણરૂપે છે. સૂર્યનું ઉપાસના કરવાયોગ્ય જે તેજ ( ભર્ગ ) તે કહેલા સાતે લોકોમાં સાત કિરણોએ કરીને વ્યાપી રહેલું છે એ તેનો ભાવાર્થ છે. ગાયત્રીનો શિરોભાગ પણ સૂર્યના તેજના વિશેષણરૂપ છે. તેનો અર્થ આ પ્રમાણે છેઃ–[ વળી એ તેજ] જલરૂપ, જ્યોતીરૂપ, રસરૂપ, અમૃતરૂપ, વ્યાપકરૂપ, ઉપજાવનાર, રક્ષણ કરનાર, લય કરનાર, તથા ૐકારરૂપ છે.

પદચ્છેદઃ—ॐ भूः । ॐ भुवः । ॐ स्वः । ॐ महः । ॐ जनः । ॐ तपः । ॐ सत्यं । ॐ तत् । सवितुः । वरेण्यं । भर्गः । देवस्य । धीमहि । धियः । यः । नः । प्रचोदयात् ॥ ॐ आपः । ज्योतिः । रसः । अमृतं । ब्रह्म । भूः । भुवः । स्वः । ओम् ॥

હાથની હથેળીમાં જલ રાખી નીચે બતાવેલી રીતે બોલી સંધ્યોપાસનાનો સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे[१०] अमुकपक्षे[११] अमुकतिथौ[१२] अमुकवासरे[१३] यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ममोपात्तदुरितक्षयार्थं प्रातःसंध्योपासनमहं करिष्ये ॥[१४]**

---

ઉપરના વિવેચનમાં તથા આગળ ગાયત્રીના શબ્દાર્થમાં આ મંત્રનો શબ્દાર્થ આવી જાય છે એટલે અહીં તે લખ્યો નથી.

૧૦ અહીં જે માસ હોય તે કહેવો:—જેમ **कार्तिकमासे, मार्गशीर्षमासे, पौषमासे, माघमासे, फाल्गुनमासे, चैत्रमासे, वैशाखमासे, ज्येष्ठमासे, आषाढमासे, श्रावणमासे, भाद्रपदमासे, आश्विनमासे, अधिकमासे.**

૧૧ અહીં બેમાંનું જે પખવાડીઉં હોય તે કહેવું:—જેમ **शुक्लपक्षे, कृष्णपक्षे.**

૧૨ અહીં જે તિથિ હોય તે બોલવી:—જેમ **प्रतिपत्तिथौ, द्वितीयायां तिथौ, तृतीयायां तिथौ, चतुर्थ्यां तिथौ, पंचम्यां तिथौ, षष्ठ्यां तिथौ, सप्तम्यां तिथौ, अष्टम्यां तिथौ, नवम्यां तिथौ, दशम्यां तिथौ, एकादश्यां तिथौ, द्वादश्यां तिथौ, त्रयोदश्यां तिथौ, चतुर्दश्यां तिथौ, पौर्णमास्यां तिथौ, अमावास्यां तिथौ.**

૧૩ અહીં જે વાર હોય તે કહેવો:—જેમ **रविवासरे, सोमवासरे, भौमवासरे, बुधवासरे, गुरुवासरे, भृगुवासरे, शनिवासरे.**

ઉપર પ્રમાણે બોલી આચમનીમાં કિંવા હથેળીમાં રાખેલું જલ તરભાણીમાં નાંખવું.

પછી બંને હાથ જોડી રાખી નીચેના મંત્રોદ્વારા ગાયત્રીનું આવાહન કરવું:—

ॐ । गायत्रीं त्र्यक्षरां बालां, साक्षसूत्रकमंडलुम् ।
रक्तवस्त्रां चतुर्वक्त्रां, हंसवाहनसंस्थिताम् ॥ १ ॥
ब्रह्माणीं ब्रह्मदैवत्यां, ब्रह्मलोकनिवासिनीम् ।
आवाहयाम्यहं देवीमायातीं सूर्यमंडलात् ॥ २ ॥

---

૧૪ પદચ્છેદ:—[१] अत्र [२] अद्य [३] महामांगल्यप्रदे [४] अमुकमासे [५] अमुकपक्षे [६] अमुकतिथौ [७] अमुकवासरे [८] यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये [९] एवंग्रहगणविशिष्टायां [१०] शुभपुण्यतिथौ [११] मम [१२] उपात्तदुरितक्षयार्थं [१३] प्रातःसंध्योपासनं [१४] अहं [१५] करिष्ये.

શબ્દાર્થ:—[૧] અહીં [૨] આજ [૩] અત્યંતમંગલને આપનાર [૪] અમુકમાસમાં [૫] અમુકપક્ષમાં [૬] અમુકતિથિમાં [૭] અમુકવારમાં [૮] નક્ષત્ર યોગ કરણ લગ્ન મુહૂર્ત જે આજે હોય તે સર્વમાં [૯] એ પ્રમાણે ગ્રહના સમૂહથી યુક્ત [૧૦] શુભ પવિત્ર તિથિમાં [૧૧] મારાથી [૧૨] થયેલા પાપના નાશમાટે [૧૩] પ્રાતઃકાલની સંધ્યાનું ઉપાસન [૧૪] હું [૧૫] કરીશ.

**आगच्छ वरदे देवि, त्र्यक्षरे ब्रह्मवादिनि ।**
**गायत्रि छंदसां मातर्, ब्रह्मयोनि नमोऽस्तु ते ॥३॥**[15]

ગાયત્રીનું આવાહન કર્યા પછી કેટલાક ॐ **अपहता असुरा रक्षांसि वेदिषदः** એ મંત્ર ભણી પોતાની આસપાસ જમણે પડખે-થી ડાબા પડખાભણી જાય એમ જલધારા કરે છે.

એ પ્રમાણે આવાહન કર્યા પછી નીચેના મંત્રો [એના આંબરીપ

---

૧૫ પદચ્છેદઃ—**गायत्रीं[1] त्र्यक्षरां[2] बालां[3] साक्षसूत्रकमंडलुं[4] रक्तवस्त्रां[5] चतुर्वक्त्रां[6] हंसवाहनसंस्थितां[7] ब्रह्माणीं[8] ब्रह्मदैवत्यां[9] ब्रह्मलोकनिवासिनीं[10] आवाहयामि[15] अहं[14] देवीं[13] आयातीं[12] सूर्य-मंडलात्[11] आगच्छ[20] वरदे[16] देवि[17] त्र्यक्षरे[18] ब्रह्मवादिनि[19] गायत्रि[21] छंदसां[22] मातर्[23] ब्रह्मयोनि[24] नमः[26] अस्तु[27] ते[25] ॥**

શબ્દાર્થઃ—ગાયત્રી[1], ત્ર્યક્ષરા[2], બાલા[3], રુદ્રાક્ષ જનોઈ [ને] કમંડલુ-વાળી[4], રાતાં[5] વસ્ત્રવાળી, ચાર[6] મુખવાળી, હંસરૂપ[7] વાહનપર સારી રીતે બેઠેલી, બ્રહ્માણી[8], બ્રહ્માની[9] શક્તિ, બ્રહ્મલોકમાં[10] રહેનારી [ને] સૂર્યમંડલમાંથી[11] આવનારી[12] દેવીનું[13] હું[14] આવાહન[15] કરું છું. હે વર દેનારી[16] દેવિ[17]! હે ત્ર્યક્ષરે[18]! હે બ્રહ્મવાદિનિ[19]! આવો[20]. હે ગાયત્રિ[21]! હે વેદની[22] માતા[23]! હે બ્રહ્મયોનિ[24]! (જગતના વા વેદના ઉપાદાનકારણરૂપ!) તમને[25] નમસ્કાર[26] હો[27].

સિંધુદ્વીપ ઋષિ, જલ દેવતા ને ગાયત્રી છંદ છે. માથાપર માર્જન કરવામાં તેનો ઉપયોગ છે. માર્જન પ્રત્યેક ચરણને [16] અંતે કિંવા પ્રત્યેક મંત્રને અંતે કરવું જોઇએ. ] બોલી ડાબા હાથવડે આચમનીમાં લીધેલા જલથી કિંવા ડાબા હાથની હથેળીમાં રાખેલા જલથી જમણા હાથની વચલી બે આંગળીવડે મસ્તકપર માર્જન કરવું:—

**ॐ आपो हि ष्ठा मयोभुवस्, ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥१॥[17] ॐ यो वः शिवतमो रसस्, तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥२॥[18] ॐ तस्मा अरङ्गमाम वो,**

---

૧૬ મંત્રમાંનાં વિરામચિહ્નો ચરણનો અંત દેખાડે છે.

૧૭ પદચ્છેદ:—**आपः**[1] **हि ष्ठा**[3] **मयोभुवः**[2] **ताः**[4] **नः**[5] **ऊर्जे**[6] **दधातन**[7] **महे**[11] **रणाय**[8] **चक्षसे**[9][10] **॥ १ ॥**

શબ્દાર્થ:—હે પાણી[1] ! [તમે સર્વ પ્રાણીઓને] સુખ આપનાર[2] થાઓ[3]. તે[4] [પાણી] અમને[5] અન્નમાટે[6] સ્થાપો[7], ( અમે સઘળી જાતનાં અન્ન ખાનારા થઇએ તેમ કરો.) [અને] બ્રહ્મના[8] દર્શનમાટે[9] [ તથા ] વ્યાખ્યાનમાટે[10] [અમને સ્થાપો.][11] ૧

૧૮ પદચ્છેદ:—**यः**[1] **वः**[2] **शिवतमः**[3] **रसः**[4] **तस्य**[5] **भाजयत**[8] **इह**[7] **नः**[6] **उशतीः**[9] **इव**[11] **मातरः**[10] **॥ २ ॥**

શબ્દાર્થ:—[ હે પાણી ! ] જે[1] તમારો[2] અત્યંત કલ્યાણકારી[3] રસ[4] [છે] તે[રસ]ના[5] અમને[6] અહીં[7] ભાગવાળા કરો[8], [ પુત્રનું ભલું ] ઇચ્છતી[9] માની[10] પેઠે[11]. અર્થાત્ જેમ મા દીકરાનું કલ્યાણ ઇચ્છતી છતી

**यस्य क्षयाय जिन्वथ, आपो जनयथा च नः ॥ ३ ॥**[१९]

પછીથી નીચેનો મંત્ર [ એના નારાયણ ઋષિ, સૂર્ય દેવતા ને અનુષ્ટુપ્ છંદ છે; ને મંત્રાચમન લેવામાં તેનો ઉપયોગ છે. ] બોલી જમણા હાથની હથેળીમાં રાખેલા જલનું આચમન લેવું:—

**ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंताम्, यद्रात्र्या पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्, पद्‌भ्यामुदरेण शिश्ना, रात्रिस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि, इदमहं माममृतयोनौ, सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥**

---

તેઓનું દૂધ આદિ રસથી પોષણ કરે છે તેમ હે જલ! તમે અમારું પોષણ કરો. ૨

૫ ૭ ૮ ૬ ૨ ૩ ૪
૧૯ પદચ્છેદ:— **तस्मै अरं गमाम वः यस्य क्षयाय जिन्वथ**
૧ ૧૧ ૯ ૧૦
**आपः जनयथा च नः ॥ ३ ॥**

શબ્દાર્થ:—હે પાણી[૧] ! જે[૨][ અન્ન ]ના નિવાસમાટે[૩] [ તમે ઔષધિને] તૃપ્ત[૪] કરો છો તે[૫][ અન્ન ]માટે [અમે] તમને[૬] ચારે[૭] ભણીથી પામીએ[૮] છીએ. વળી[૯] [હે જલ ! તમે] અમને[૧૦] [પુત્રપૌત્રાદિ] ઉત્પન્ન[૧૧] કરવામાં સમર્થ કરો. ૩

૧ ૨ ૮ ૩ ૪ ૫ ૬
૨૦ પદચ્છેદ:— **सूर्यः च मा मन्युः च मन्युपतयः च मन्यु-**
૭ ૯ ૧૭ ૧૦ ૧૮ ૧૯ ૧૧
**कृतेभ्यः पापेभ्यः रक्षन्ताम् यद् राज्या पापं अकार्षम् मनसा**

એ પ્રમાણે આચમન કરી રહ્યા પછી જમણી હથેળીમાં જલ રાખી ડાબા હાથના અંગુઠાવડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી, જમણી હથેળીને નાકના જમણા છિદ્રની આગળ રાખી થોડો પૂરક કરી, નીચેનો મંત્ર મનમાં બોલી, તે નાસિકાદ્વારા રેચક કરવો. પછી તે જલને જોયા વિના ડાબીભણી શીઘ્ર ફેંકી દેવું.

**ॐ। द्रुपदादिव मुमुचानः, स्विन्नः स्नातो मलादिव।**
**पूतं पवित्रेणेवाज्यमापः शुंधन्तु मैनसः॥ १ ॥**[21]

---

१२ १३ १४ १५ १६ २१ २० २२
**वाचा हस्ताभ्याम् पद्भ्याम् उदरेण शिश्ना रात्रिः तद् अव-**
२५ २३ २६ २४ २७ ३२ २८ २९ ३०
**लुंपतु यत् किंच दुरितं मयि इदं अहं माम् अमृतयोनौ सूर्ये**
३१ ३३ ३४
**ज्योतिषि जुहोमि स्वाहा॥**

૧ ૨ ૩ ૪ ૫
શબ્દાર્થઃ—સૂર્ય તથા યજ્ઞ અને યજ્ઞના પતિઓ (ઇંદ્રાદિ દેવો)
૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨
અસાંગયજ્ઞકૃત પાપોથી મારી રક્ષા કરો. [મેં] રાત્રિએ મનથી, વાણીથી,
૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
હાથથી, પગથી, પેટથી [ને] લિંગથી જે પાપ કર્યું હોય તે [પાપ] રાત્રિ
૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭
દૂર કરો. વળી મારામાં જે બીજું પાપ [હોય તે] આ[પાપ]ને [તથા]
૨૮ ૨૯ ૩૦ ૩૧ ૩૨
લિંગશરીરને મરણરહિત જગતના કારણ સૂર્યોપાધિક સ્વયંપ્રકાશમાં હું
૩૩ ૩૪
[ આચમનવડે] હોમું છું, [તે] સારી રીતે હોમેલું થાઓ.

१ ३ २ ४ ५
૨૧ પદચ્છેદઃ—**द्रुपदात् इव मुमुचानः स्विन्नः स्नातः**
७ ६ ११ ८ ९ १० १२ १५ १३ १४
**मलात् इव पूतं पवित्रेण इव आज्यं आपः शुन्धन्तु मा एनसः**

આ મંત્રના કોકિલરાજપુત્ર ઋષિ, જલ દેવતા ને અનુષ્ટુપ્ છંદ છે, અને અઘમર્ષણ કરવામાં તેનો ઉપયોગ છે.

એવી રીતે અઘમર્ષણ કરી રહ્યા પછી જમણા હાથની હથેળી ધોઇ નાંખી આચમન લેવું. ત્યારપછી સૂર્યના સામા ઊભા રહી, ખોબામાં કિંવા અર્ઘીયામાં જલ લઇ, સપ્રણવ ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીમંત્રવડે સૂર્યને ત્રણ અર્ધ્ય આપવા. જો અનુકૂલતા હોય તો એ અર્ધ્ય ચંદન, અક્ષત તથા પુષ્પસહિત આપવા. દિવસ ઊગી ગયા પછી સંધ્યા કરવામાં આવે તો પ્રાયશ્ચિત્તનિમિત્ત પુષ્પસહિત એક ચોથો અર્ધ્ય **संध्यायाः कालातिक्रमणदोषापनोदार्थं चतुर्थार्घ्यप्रदानं करिष्ये** એમ બોલી ઉપરની રીતે આપવો. અર્ધ્ય આપતી વેલા તર્જની તથા અંગૂઠાને અડવા દેવાં નહિ, ને ખોબાને ઉંચો લાવી સૂર્યને અર્પણ કરતા હોઇએ તેમ બીજી તરભાણીમાં થોડું જલ નાંખી તેમાં કે બીજી પવિત્ર જગાએ તે જલ ફેંકવું. જલાશયને કાંઠે સંધ્યા કરતા હોઇએ તો તે જલ જલાશયના જલમાં નાંખવું.

---

શબ્દાર્થઃ—[ પગમાં પહેરેલી ] પાદુકાથી[૧] છૂટો[૨] થયેલો[૩] જેમ [તે પાદુકાના દોષથી મોકળો થાય છે, અને ] પરસેવાવાળો[૪] [મનુષ્ય] સ્નાન[૫] કરવાથી જેમ[૬] મેલથી[૭] [મોકળો થાય છે, તથા] પવિત્ર[૮][ઊનના ગળણા ]વડે [ગાળવાથી] જેમ[૯] ઘી[૧૦] પવિત્ર[૧૧] (પોતાની અંતર રહેલા મેલ તથા જીવજંતુ આદિથી મોકળું) [થાય છે તેમ] હે પાણી[૧૨]! મને[૧૩] પાપમાં[૧૪] પવિત્ર[૧૫] કરો. (પાપ સ્પર્શ ન કરે એમ કરો, પાપથી મુક્ત કરો, ને પાપથી પવિત્ર કરો.)

પછી **ॐ असावादित्यो ब्रह्म**[22] એ મંત્ર બોલીને પોતાના આસનને પ્રદક્ષિણા કરીને અથવા જમણા હાથમાં જલ લઇ બેઠાં બેઠાં પ્રદક્ષિણાની રીતે હાથ ફેરવીને તે જલ છાંટવું. ત્યારપછી આચમન લઇ એક પ્રાણાયામ કરવો. પછી બંને પગના ફણાપર ઊભા રહી, હાથ જોડીને અથવા બંને હાથ ઉંચા કરીને નીચેના ચાર મંત્રોદ્વારા શ્રીસૂર્યનું ઉપસ્થાન કરવું. એ મંત્રમાંના પહેલા બે મંત્રના પ્રસ્કણ્વ, ત્રીજાના અંગિરાના પુત્ર કુત્સ, ને ચોથાના દધ્યં અથર્વણના પુત્ર[23] એ ઋષિઓ છે. એ મંત્રોના સૂર્ય દેવ છે; અને અનુષ્ટુપ્, ગાયત્રી, ત્રિષ્ટુપ્ ને ઉષ્ણિક્[24] એ છંદો છે. એ મંત્રોનો સૂર્યનું ઉપસ્થાન કરવામાં ઉપયોગ છે.

**ॐ । उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥ १ ॥ ॐ । उदु त्यं जातवेदसं देवं वहन्ति केतवः दृशे विश्वाय सूर्यम् ॥ २ ॥ ॐ चित्रं देवाना-मुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः । आप्रा द्यावापृथिवी**

---

૨૨ પદચ્છેદઃ—असौ¹ आदित्यः² ब्रह्म³.

શબ્દાર્થઃ—આ¹ આદિત્ય² બ્રહ્મ³ [ છે. ]

૨૩ અન્યત્ર બ્રાહ્મી એવું નામ પણ જોવામાં આવે છે.

૨૪ કોઇ સ્થલે ત્રિષ્ટુપ્ છંદ પણ કહેલો છે.

अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥३॥ ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥४॥[२५]

ઉપસ્થાન થઇ રહ્યા પછી ઊભા રહીને સ્થિર ચિત્તે દશ,

---

૨૫ પદચ્છેદ:—[१२]उद् [७]वयं [२]तमसः [५]परि [४]स्वः [६]पश्यन्तः [३]उत्तरं [११]देवं [१]देवत्रा [१०]सूर्यम् [१३]अगन्म [८]ज्योतिः [९]उत्तमम् ॥ १ ॥

શબ્દાર્થ:—[૧]સૂર્યવડે રક્ષિત થયેલા [અને] [૨]પૃથ્વીની [૩]ઉપર [૪]સ્વર્ગલોકને [૫]ચારે ભણીથી [૬]જોતા એવા (પૃથ્વીની પેલીભણીના સ્વર્ગલોકને ઓળંગી ગયેલા એવા) [૭]અમે [૮]પ્રકાશરૂપ [૯]શ્રેષ્ઠ [૧૦]સૂર્ય[૧૧]દેવનું [૧૨]અત્યંત [૧૩]ધ્યાન કરીએ છીએ. ( તેને પામીએ છીએ. ) ૧

પદચ્છેદ:—[८]उद् [१]उ [२]त्यम् [३]जातवेदसं [६]देवं [५]वहन्ति [७]केतवः दृशे [६]विश्वाय [४]सूर्यम् ॥ २ ॥

શબ્દાર્થ:—[૧]તે [૨]જાતવેદા (પ્રકાશસ્વરૂપ) [૩]દેવ [૪]સૂર્યને [૫]કિરણો [૬]જગત્‌ના [૭]પ્રકાશને માટે [૮]ઉત્કર્ષથી [૯]ધારણ કરે છે.—ઉંચે લઇ જાય છે. [તે સૂર્યને અમે પામીએ છીએ. ] ૨

અઠ્ઠાવીશ, એક સો આઠ કે એક સહસ્ર આઠ ગાયત્રીમંત્રનો જપ અર્થના સ્મરણપૂર્વક કરવો. ગાયત્રીમંત્રના વિશ્વામિત્ર ઋષિ, સૂર્ય દેવતા અને ગાયત્રી છંદ છે. અહીં જપમાં તેનો વિનિયોગ છે. જપ કરમાલાથી (અનામિકાનો વચલો વેઢો, પછી તેનો પહેલો વેઢો, પછી ટચલીનો પહેલો બીજો ને ત્રીજો વેઢો, પછી અનામિકા ને મધ્યમાના ઉપલ્યા વેઢા, ને પશ્ચાત્ તર્જનીનો ત્રીજો બીજો ને પહેલો વેઢો મળીને કરમાલા થાય છે, મધ્યમાનો પહેલો તથા બીજો વેઢો એ કરમાલાનો

---

પદચ્છેદઃ—**चित्रं[७] देवानाम्[१] उद्गात्[८] अनीकम्[२] चक्षुः[६] मित्रस्य[३] वरुणस्य[४] अग्नेः[५] आप्राः[१६] द्यावापृथिवी[१४] अन्तरिक्षं[१५] सूर्यः[१३] आत्मा[१२] जगतः[९] तस्थुषः[११] च[१०] ॥ ३ ॥**

શબ્દાર્થઃ—દેવતાઓના[૧] ( પ્રકાશવાળાં કિરણોના ) સમૂહના[૨] આધારરૂપ મિત્રદેવતાના[૩] વરુણદેવતાના[૪] [ને] અગ્નિદેવતાના[૫] ચક્ષૂરૂપ,[૬] [આ સૂર્ય] વિચિત્રતાથી[૭] ઉદય પામે છે.[૮] જંગમ[૯] અને[૧૦] સ્થાવરના[૧૧] આત્મરૂપ[૧૨] [આ] સૂર્ય[૧૩] [પોતાના કિરણના સમૂહથી] સ્વર્ગ અને પૃથ્વીને[૧૪] [તથા] અંતરિક્ષને[૧૫] પૂરતા હવા.[૧૬] ૩

પદચ્છેદઃ—**तच्चक्षुः[१] देवहितं[२] पुरस्तात्[४] शुक्रं[३] उच्चरत्[५] पश्येम[८] शरदः[७] शतं[६] जीवेम[११] शरदः[१०] शतं[९] शृणुयाम[१४] शरदः[१३] शतं[१२] प्रब्रवाम[१७] शरदः[१६] शतं[१५] अदीनाः[२०] स्याम[२१] शरदः[१९] शतं[१८] भूयः[२५] च[२२] शरदः[२३] शतात्[२४] ॥ ४ ॥**

સુમેરુ ગણાય છે, તેથી; કિંવા રુદ્રાક્ષની માલાથી હાથને નાભિપર રાખી તેપર વસ્ત્ર ઢાંકી કિંવા એક સો આઠ પારાની સુમેરુવાળી માલાને ગોમુખીમાં રાખીને કરવાનો છે. જો એક માલાથી વધારે માલા ફેરવવી હોય તો તે માલાના સુમેરુનું ઉલ્લંઘન કરવું નહિ. માલા જમણા હાથની અનામિકાપર રાખી અંગૂઠાથા મધ્યમા આંગળીનો સંબંધ રહે એમ ફેરવવી. માલાને તર્જની આંગળી અડવા દેવી નહિ, ને એક એક મંત્ર બોલી એક એક પારો ફેરવવો.

જપાંતે નીચેનો મંત્ર બોલી ગાયત્રીનું વિસર્જન કરવું. વિસર્જનનો મંત્ર બોલતી વેલા ઊભા રહેવું, ને બંને કરતલો સૂર્યસામાં રાખવાં.

**ॐ । उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।**
**ब्राह्मणेभ्योऽभ्यनुज्ञाता, गच्छ देवि यथासुखम् ॥१॥**[२६]

---

શબ્દાર્થઃ—તેના[1] (પૂર્વોક્ત દેવતાઓની કિંવા જગત્‌ની) આંખરૂપ, દેવતાઓનું[2] હિત કરનાર, શુદ્ધ[3], ઊગમણી[4] દિશામાં ઉદય[5] પામતું [ જે સૂર્યનું તેજ છે તેના ઉપસ્થાનથી અમે ] સો[6] વર્ષ[7] જોઇએ[8], સો[9] વર્ષ[10] જીવીએ[11] સો[12] વર્ષ[13] સાંભળીએ[14], સો[15] વર્ષ[16] બોલીએ[17], સો[18] વર્ષ[19] અદીન[20] (દીનતારહિત) થઇએ[21], અને[22] સો[23] વર્ષથી[24] વધારે[25] [વળીવધારે જીવીએ, સાંભળીએ. ઇત્યાદિ ] ૪

૨૬ પદચ્છેદઃ—उत्तमे[3] शिखरे[4] जाता[5] भूम्यां[1] पर्वतमूर्धनि[2] ब्राह्मणेभ्यः[6] अभ्यनुज्ञाता[7] गच्छ[10] देवि[8] यथासुखम्[9] ॥ १ ॥

પછી શ્રીગુરુ, દેવ અને બ્રાહ્મણને પૃથ્વીને સ્પર્શ થાય એવી રીતે હાથ રાખી નમસ્કાર [૨૭]કરવા. ત્યારપછી બે આચમન લેવાં.

પછી **अनेन प्रातःसंध्याख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

એમ બોલી આચમનીમાં લીધેલું જલ તરભાણીમાં નાંખી સંધ્યાની સમાપ્તિ કરવી.

## ॥ इति प्रातःसंध्या ॥

---

શબ્દાર્થઃ—[તમે] પૃથ્વીમાં[૧] શ્રેષ્ઠ પર્વતના[૨] ઉત્તમ[૩] શિખરમાં[૪] જન્મેલાં[૫] [ને] બ્રાહ્મણોથી[૬] સારી[૭] રીતે અનુજ્ઞા પામેલાં [છો.] હે દેવિ[૮]! [તમે હવે પોતાના સ્થાનભણી] યથાસુખે[૯] ગમન[૧૦] કરો.

૨૭ જોડેલા હાથથી આચાર્યના સ્વરૂપની ભાવના કરી તેમને નમસ્કાર કરવા. પછી જોડેલા હાથ પ્રદક્ષિણાની રીતે માથાની આસપાસ ફેરવી નીચેનો મંત્ર બોલી સૂર્ય ને અગ્નિ આદિ દેવને અને બ્રાહ્મણોને નમસ્કાર કર્યાની નમન કરી ભાવના કરવી.

**ॐ । आसत्यलोकात्पातालादालोकालोकपर्वतात् ।**
**ये संति ब्राह्मणा देवास्तेभ्यो नित्यं नमो नमः ॥१॥**

નમસ્કાર કરવાનો પ્રાચીન શિષ્ટાચાર તો આ પ્રમાણે છેઃ—

આચાર્યને ઉપસંગ્રહણ કરવું. પોતાનાં ગોત્રપ્રવરાદિ બોલી પોતાના જમણા અને ડાબા કાનને ક્રમથી ડાબે અને જમણે હાથે સ્પર્શ કરી, પછી આચાર્ય સમીપ હોય તો આચાર્યના જમણા પગને જમણે હાથે

## ॥ अथ माध्याह्नसंध्या ॥

માધ્યાહ્નસંધ્યામાં જે વિશેષ કિંવા ભિન્નપણું છે તે દર્શાવવામાં આવે છે:—

સંકલ્પમાં **माध्याह्नसंध्योपासनमहं करिष्ये**[28] એમ કહેવું.

સાવિત્રીનું આવાહન નીચેના મંત્રોદ્વારા કરવું:—

**ॐ। सावित्रीं युवतीं शुक्लां, शुक्लवस्त्रां त्रिलोचनाम् ।**
**त्रिशूलिनीं वृषारूढां, यजुर्वेदेन संस्थिताम् ॥ १ ॥**
**रुद्राणीं रुद्रदैवत्यां, रुद्रलोकनिवासिनीम् ।**
**सावित्रि छंदसां माता, रुद्रयोनि नमोऽस्तु ते ॥ २ ॥**[29]

---

અને ડાબા પગને ડાબે હાથે સ્પર્શ કરી મસ્તક નમાવવું તે ઉપસંગ્રહણ કહેવાય છે. ગોત્રપ્રવરાદિનું નીચેની રીતે ઉચ્ચારણ કરવું. આચાર્યવિનાના દેવાદિને ઉક્તરીતે માત્ર નમનજ કરવું.

**अमुकगोत्रोत्पन्नोऽहं अमुकप्रवरान्वितोऽहं शुक्लयजुर्वेदांतर्गत अमुकशाखाध्यायी अमुकशर्मा( वर्मा वा गुप्तोऽ )हं भो आचार्य त्वां अभिवादयामि ॥ भो वैश्वानर त्वां अभिवादयामि भो सूर्याचंद्रमसौ युवां अभिवादयामि ॥ भो याज्ञवल्क्य त्वा अभिवादयामि ॥ भो ईश्वर त्वां अभिवादयामि ॥**

૨૮ પદચ્છેદ:—**माध्याह्नसंध्योपासनं[2] अहं[1] करिष्ये[3] ॥**

શબ્દાર્થ:—હું[1] માધ્યાહ્નસંધ્યાની[2] ઉપાસના કરીશ[3].

૨૯ પદચ્છેદ:—**सावित्रीं[1] युवतीं[2] शुक्लां[3] शुक्लवस्त्रां[4] त्रिलोचनां[5] त्रिशूलिनीं[6] वृषारूढां[7] यजुर्वेदेन[8] संस्थितां[9] रुद्राणीं[10] रुद्र-**

મંત્રાચમન નીચેના મંત્રોદ્વારા [ એના નારાયણ ઋષિ, જલ દેવતા ને ગાયત્રી છંદ છે. ] લેવું.

**ॐ आपः पुनन्तु पृथिवीं, पृथिवी पूता पुनातु माम् ।**
**पुनन्तु ब्रह्मणस्पतिर्ब्रह्म पूता पुनातु माम् ॥ १ ॥**
**यदुच्छिष्टमभोज्यं च, यद्वा दुश्चरितं मम ।**
**सर्वं पुनन्तु मामापोऽसतां च प्रतिग्रहं स्वाहा ॥ २ ॥**३०

ઊભા રહીને ગાયત્રીમંત્રવડે શ્રીસૂર્યને એક અર્ઘ્ય ઉંચે ઊછાળી-ને આપવો. ગાયત્રીમંત્રનો જપ ઊભા રહીને હૃદયઆગળ હાથ

---

[૧૧]**दैवत्यां** [૧૨]**रुद्रलोकनिवासिनीं** [૧૩]**सावित्रि** [૧૪]**छंदसां** [૧૫]**मातर्** [૧૬]**रुद्रयोनि** [૧૮]**नमः** [૧૯]**अस्तु** [૧૭]**ते** ॥

શબ્દાર્થ:—[૧]સાવિત્રી, [૨]યુવાવસ્થાવાળાં, [૩]ઉજ્જ્વલરંગવાળી, [૪]શ્વેત વસ્ત્રવાળાં, [૫]ત્રણ નેત્રવાળાં, [૬]ત્રિશૂલને ધારણ કરનારાં, [૭]વૃષભપર આરૂઢ થયેલાં, [૮]યજુર્વેદવડે [૯]સંસ્થિર થયેલાં, [૧૦]રુદ્રાણી, [૧૧]રુદ્રનાં શક્તિ [ને] [૧૨]રુદ્રલોકમાં રહેનારાંનું [ હું આવાહન કરું છું. ] હે [૧૩]સાવિત્રિ ! હે [૧૪]વેદની [૧૫]માતા ! હે [૧૬]રુદ્રયોનિ ! [૧૭]તમને [૧૮]નમસ્કાર [૧૯]હો.

૩૦ પદચ્છેદ:—[૧]**आपः** [૩]**पुनंतु** [૨]**पृथिवीम्** [૫]**पृथिवी** [૪]**पूता** [૭]**पुनातु** [૬]**माम्** [૯]**पुनन्तु** [૮]**ब्रह्मणस्पतिः** [૧૦]**ब्रह्म** [૧૧]**पूता** [૧૩]**पुनातु** [૧૨]**माम्** [૧૪]**यद्** [૧૫]**उच्छिष्टं** [૧૭]**अभोज्यं** [૧૬]**च** [૨૩]**यद्** [૨૧]**वा** [૨૪]**दुश्चरितं** [૨૨]**मम** [૨૫]**सर्वं** [૨૮]**पुनन्तु** [૨૭]**माम्** [૨૬]**आपः** [૧૯]**असतां** [૧૮]**च** [૨૦]**प्रतिग्रहं** [૨૯]**स्वाहा** ॥

રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો. ઊભા રહીને ગાયત્રીનું વિસર્જન નીચેના મંત્રથી કરવું:—

**ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।**

**रुद्रयोनि समुत्पन्ना, गच्छ देवि यथासुखम् ॥१॥** ૩૧

સમાપ્તિમાં **અનેન माध्याह्नसंध्याख्येन** ઇત્યાદિ કહેવું.

બાકીનું બીજું બધું પ્રાતઃસંધ્યાપ્રમાણે કરવું.

**॥ इति माध्याह्नसंध्या ॥**

---

શબ્દાર્થ:—[૧]પાણી [૨]પૃથ્વીને (સ્થૂલશરીરને) [૩]પવિત્ર કરે. [૪]પવિત્ર થયેલી [૫]પૃથ્વી (સ્થૂલશરીર) [૬]મને (ક્ષેત્રજ્ઞને) [૭]પવિત્ર કરે. [વળી તે પાણી] [૮]વેદના પાલકને (આચાર્યને) [૯]પવિત્ર કરે. [૧૦]વેદ [૧૧]પવિત્ર (બહુ માન પામેલા) થયા છતા [૧૨]મને [૧૩]પવિત્ર કરે. [૧૪]જે [૧૫]એઠું [૧૬]અને [૧૭]નિંદિત ભોજન [મેં કર્યું હોય,] [૧૮]તથા [૧૯]અપ્રતિગૃહ્યનો [૨૦]પ્રતિગ્રહ [મેં કરેલો હોય,] [૨૧]અથવા [૨૨]મારામાં [૨૩]જે [૨૪]દુરાચરણ [હોય, તે] [૨૫]સર્વથી [૨૬]જલ [૨૭]મને [૨૮]પવિત્ર કરે. [આ આચમનવડે સર્વ પાપો હૃદયસ્થ પરમાત્મામાં] [૨૯]સારી રીતે હોમેલાં થાઓ.

૩૧ પદચ્છેદ:—**[૩]उत्तमे [૪]शिखरे [૫]जाता [૧]भूम्यां [૨]पर्वतमूर्धनि [૭]रुद्रयोनि [૬]समुत्पन्ना [૧૦]गच्छ [૮]देवि [૯]यथासुखम् ॥**

શબ્દાર્થ:—[તમે] [૧]પૃથ્વીમાં [૨]શ્રેષ્ઠપર્વતના [૩]ઉત્તમ [૪]શિખરમાં [૫]જન્મેલાં [ને] [૬]સારી રીતે (સ્વેચ્છાએ] ઉત્પન્ન થયેલાં [છો.] હે [૭]રુદ્રયોનિ! (વેદના કારણરૂપ!) હે [૮]દેવિ! [હવે તમે] [૯]યથાસુખે [૧૦]જાઓ.

## ॥ अथ सायंसंध्या ॥

સાયંસંધ્યામાં જે વિશેષ કિંવા ભિન્નપણું છે તે દર્શાવવામાં આવે છેઃ—

સંકલ્પમાં सायंसंध्योपासनमहं करिष्ये[32] એમ કહેવું.
આવાહન નીચેના મંત્રોવડે કરવું:—

ॐ । वृद्धां सरस्वतीं कृष्णां, पीतवस्त्रां चतुर्भुजाम् ।
शंखचक्रगदापद्महस्तां गरुडवाहिनीम् ॥
बदर्याश्रममावासामायातां सूर्यमंडलात् ॥ १ ॥
आगच्छ वरदे देवि, त्र्यक्षरे विष्णुवादिनि ।
भारति छंदसां मातर्, विष्णुयोनि नमोऽस्तु ते ॥ २ ॥[33]

---

૩૨ પદચ્છેદઃ—सायंसंध्योपासनं अहं करिष्ये ॥

શબ્દાર્થઃ—હું સાયંસંધ્યાની ઉપાસના કરીશ.

૩૩ પદચ્છેદઃ—वृद्धां सरस्वतीं कृष्णां पीतवस्त्रां चतुर्भुजाम् शंखचक्रगदापद्महस्तां गरुडवाहिनीम् बदर्याश्रमम् आवासां आयातां सूर्यमंडलात् आगच्छ वरदे देवि त्र्यक्षरे विष्णुवादिनि भारति छंदसां मातर् विष्णुयोनि नमः अस्तु ते ॥

શબ્દાર્થઃ—વૃદ્ધા, સરસ્વતી, કૃષ્ણા, પીળાં વસ્ત્રવાળાં, ચાર હાથવાળાં, શંખ ચક્ર ગદા ને પદ્મ જેમના હાથમાં છે એવાં, ગરૂડવાહિની,

મંત્રાચમન નીચેનો મંત્ર બોલીને લેવું:—

**ॐ अग्निश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंताम्, यदह्ना पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्, पद्भ्यामुदरेण शिश्ना, अहस्तदवलुंपतु, यत्किंच दुरितं मयि, इदमहं माममृतयोनौ, सत्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥** [૩૪]

એ મંત્રના નારાયણ ઋષિ, અગ્નિ દેવતા ને પ્રકૃતિ છંદ છે, અને આચમન લેવામાં તેનો ઉપયોગ છે.

ગાયત્રીજપ બેસીને નાસિકાગ્રપાસે હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો.

ગાયત્રીનું વિસર્જન નીચેનો મંત્ર બોલીને કરવું:—

**ॐ उत्तमे शिखरे जाता, भूम्यां पर्वतमूर्धनि ।**

---

[૮] બદરિકાશ્રમમાં [૯] રહેનારાં [ને] [૧૦] સૂર્યમંડલમાંથી [૧૧] આવનારાંનું [ હું આવાહન કરું છું. ] [૧૨] હે વર [૧૩] દેનારાં દેવિ ! [૧૪] હે ત્ર્યક્ષરે ! [૧૫] હે વિષ્ણુવાદિનિ ! [૧૬] આવો. [૧૭] હે ભારતિ ! [૧૮] હે વેદની [૧૯] માતા ! [૨૦] હે વિષ્ણુયોનિ ! ( ઈશ્વરરૂપ વેદના કારણરૂપ ! ) [૨૧] તમને [૨૨] નમસ્કાર [૨૩] હો.

૩૪ **सूर्यश्च मा मन्युश्च०** એ પ્રાતઃસંધ્યામાંના મંત્રમાં ને આમાં માત્ર નીચે લખેલો ફેરફાર છે તે સમજી પદચ્છેદ તથા શબ્દાર્થ યોજવા:—

**सूर्यश्च** ની જગાએ **अग्निश्च** એટલે અગ્નિ.

**राज्या** ,, ,, **अह्ना** ,, દિવસે. [ માની દેવ.

**रात्रिः** ,, ,, **अहः** ,, દિવસ—દિવસના અભિ-

**सूर्ये** ,, ,, **सत्ये** ,, સત્યમાં.

विष्णुयोनि समुत्पन्ना, गच्छ देवि यथासुखम् ॥१॥[३५]

સાયંસંધ્યા પશ્ચિમાભિમુખે કરવી. અર્ઘ્યપ્રદાન તથા ઉપસ્થાન ઊભા રહીને કરવાં, ને ગાયત્રીજપ તેજ દિશાભણી બેસીને કરવો.

સમાપ્તિમાં अनेन सायंसंध्याख्येन ઇત્યાદિ કહેવું.

બાકીનો ભાગ પ્રાતઃસંધ્યાપ્રમાણે કરવો.

પ્રત્યેક સમય સંધ્યા કરી રહ્યા પછી શિખા છોડી નાંખવાની આવશ્યકતા નથી. કદી તે છોડવી તો પાછી તુરત બાંધી લેવી.

॥ इति सायंसंध्या ॥

## ॥ इति संध्याप्रयोगः ॥[३६]

---

૩૫ પદચ્છેદઃ—उत्तमे[३] शिखरे[४] जाता[५] भूम्यां[१] पर्वतमूर्धनि[२] विष्णुयोनि[७] समुत्पन्ना[६] गच्छ[१०] देवि[८] यथासुखम्[९] ॥

શબ્દાર્થઃ—[ તમે ] પૃથ્વીમાં[१] શ્રેષ્ઠપર્વતના[२] ઉત્તમ[३] શિખરમાં[४] જન્મેલાં[५] [ને] સારી રીતે ( સ્વેચ્છાએ ) ઉત્પન્ન થયેલાં[६] [ છો. ] હે વિષ્ણુયોનિ![७] ( ઈશ્વરરૂપ વેદના કારણરૂપ! ) હે દેવિ![८] [ હવે તમે ] યથાસુખે[९] જાઓ.[१०]

૩૬ શ્રીકાત્યાયનઋષિને મતે સંધ્યામાં આચમન, ત્રણ પ્રાણાયામ, શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન, શ્રીસૂર્યનું ઉપસ્થાન ને યથાશક્તિ ગાયત્રીજપ એ કર્તવ્ય છે, માટે જેમનાથી આ ગ્રંથમાં કહ્યા પ્રમાણે સંધ્યા ન થઇ શકે તેમણે સંકલ્પ કર્યા પછી તે મુખ્ય અને અતિ અગત્યનો ભાગજ કરવો. જેમનાથી એ પ્રમાણે પણ ન બની શકે એવા પ્રમાદીએ તો અર્ઘ્યપ્રદાન ને

## ॥ सूतकमां संध्या करवानो विधि ॥

પ્રથમ મંત્રરહિત ત્રણ આચમન લેવાં. ॐ **आपो हि०** ઇત્યાદિ મંત્રો મનમાં ભણીને માર્જન કરવું. પ્રાણાયામ મંત્રરહિત કરવા. ગાયત્રીમંત્ર સારી રીતે બોલીને તેવડે શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન કરવું. **सूर्यश्च०** એ મંત્રથી આચમન ન કરવું, તેમ ઉપસ્થાન પણ ન કરવું. દશ ગાયત્રીનો માનસિક જપ કરવો. **શ્રીપ્રયોગપારિજાતમાં શ્રી-ભરદ્વાજે** એવીજ આજ્ઞા કરી છે, તેમજ **अहरहः संध्यामुपासीत** એ શ્રુતિ તથા **सूतके मृतके चैव संध्याकर्म न संत्यजेत्** એ **શ્રીપુલસ્ત્યસ્મૃતિનું** વાક્ય પણ નિત્યકર્મનો લોપ કરવાની ના પાડે છે, માટે દ્વિજોએ સૂતકમાં પણ તેનો લોપ ન કરવો જોઇએ.

---

## ॥ संध्यानो मुख्य तथा गौण काल ॥

પ્રાતઃકાલમાં જ્યારે નક્ષત્રો સ્પષ્ટ દેખાતાં હોય ત્યારે પ્રાતઃસંધ્યાનો આરંભ કરે તો તે ઉત્તમ કાલ, નક્ષત્રો ન દેખાતાં હોય એવે સમયે આરંભ કરે તો તે મધ્યમ કાલ, અને સૂર્યોદય થયા પછી આરંભ કરે તો તે કનિષ્ઠ કાલ છે. સાયંકાલે સૂર્ય સ્પષ્ટ દેખાતાં છતાં સંધ્યાવંદનનો આરંભ કરે તો તે ઉત્તમ કાલ, સૂર્ય આથમી ગયા પછી આરંભ કરે તો તે મધ્યમ કાલ, ને નક્ષત્ર દેખાયા પછી આરંભ કરે તો તે કનિષ્ઠ કાલ જાણવો. દોઢ પ્રહર દિવસ ચઢયા પછીથી ઠેઠ

---

દશ ગાયત્રીજપ એ કરવાં, પણ સંધ્યાનો કદીપણ લોપ ન કરવો. પ્રત્યેક દ્વિજને સંધ્યા શામાટે કર્તવ્ય છે તે જાણવા ઇચ્છા થાય તો **શ્રીસંધ્યારહસ્ય** વાંચો.

સાયંકાલસુધી માધ્યાહ્નસંધ્યાનો સમય ગણાય છે. પ્રાતઃસંધ્યાદિના જે ઉત્તમમધ્યમ સમય કહ્યા તેમનું ઉલ્લંઘન થઇ જાય તો પ્રાયશ્ચિત્તનિમિત્ત એક અર્ધ્ય વધારે આપવો. અત્યંત અશક્તિને લીધે સંધ્યાનો લોપ થયો હોય તો પ્રત્યેક સંધ્યાદીઠ સો ગાયત્રીનો જપ કરવો. ત્રણકરતાં અધિક દિવસ સંધ્યાનો લોપ થયો હોય તો ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત કરવું. શ્રાદ્ધમાં જમ્યા હોય તેમણે દશ ગાયત્રીવડે મંત્રીને જલ પીધા પછી સાંઝની સંધ્યા કરવી.

## ॥ अथ नित्यहोम ॥

આ હોમ સાયંકાલે સૂર્યાસ્તપછી અને પ્રાતઃકાલે સૂર્યોદયની પહેલાં કરવો. પ્રાતઃકાલે જે હોમ કરવો તે સંધ્યા કરીને કરવો.

### ॥ अथ सायंहोम ॥

પવિત્ર થઇ આશરે સત્તાવીશ આંગળ લાંબી તથા તેટલીજ પહોળી ભૂમિને ગોમય તથા જલથી પવિત્ર કરી, તેપર રાખેલા પવિત્રકુંડમાં અગ્નિ નાંખી, પછી આચમનપ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ॐ तत्सत् श्रीपरमेश्वरप्रीत्यर्थं सायमौपासनहोमं अमुकद्रव्येण करिष्ये ॥**

પછી નીચેના મંત્રવડે અગ્નિનું આવાહન કરવું:—

**ॐ एषो ह देवः प्रदिशोऽनु सर्वाः पूर्वो ह जातः स उ**

गर्भे अन्तः । स एव जातः स जनिष्यमाणः प्रत्यङ् जनास्तिष्ठति सर्वतो मुखः ॥

પશ્ચાત્ અગ્નિની પશ્ચિમમાં કિંવા ઉત્તરમાં પૂર્વમાં સંસ્થા જાય એમ પાત્રાદિ મૂકવાં. પછી ત્રણ દર્ભ જમણે હાથે લઇ, તે ડાબા હાથમાં રાખી, જમણે હાથે ત્રણ સમિધ્નો કુંડમાંના અગ્નિમાં હોમ કરી, પછી જમણા હાથમાં જલ લઇ, તેવડે ઈશાનખૂણથી ઈશાનખૂણપર્યંત એમ કુંડનું ચારે ભણી પ્રોક્ષણ કરી, ચંદનાદિવડે અગ્નિની પૂજા કરવી. પછી વાંસની ભુંગળીથી અગ્નિને પ્રજ્વલિત કરી તેમાં નીચેના મંત્રોવડે દહીં, જવ અથવા તંડુલથી હોમ કરવો:—

ॐ अग्नये स्वाहा । इदमग्नये न मम ॥ ॐ प्रजापतये स्वाहा । इदं प्रजापतये न मम ॥

પછી વાણીને નિયમમાં રાખી નીચેના ત્રણ મંત્રોવડે અથવા આખા અનુવાકવડે ઊભા થઇને હાથ જોડી રાખી ઉપસ્થાન કરવું:—

ॐ समास्त्वाग्न ऋतवो वर्धयंतु संवत्सरा ऋषयो यानि सत्या । सं दिव्येन दीदिहि रोचनेन विश्वा आभाहि प्रदिशश्चतस्रः ॥ १ ॥ सं चेद्धयस्वाग्ने प्र च बोधयैनमुच्च तिष्ठ महते सौभगाय । मा च रिषदुपसत्ता ते अग्ने ब्रह्माणस्ते यशसः संतु मान्ये ॥ २ ॥ त्वामग्ने वृणते ब्राह्मणा इमे शिवो अग्ने संवरणे भवानः । सपत्नहा नो अभिमातिजिच्च स्वे गये जागृह्यप्रयुच्छन् ॥ ३ ॥

પછી નીચેનો મંત્ર બોલી અગ્નિને નમન કરવું:—

ॐ चतुर्भिश्च चतुर्भिश्च, द्वाभ्यां पंचभिरेव च।
हूयते च पुनर्द्वाभ्यां, तस्मै यज्ञात्मने नमः ॥

પછી નીચેના મંત્રથી અગ્નિનું વિસર્જન કરવું:—

गच्छ गच्छ सुरश्रेष्ठ, स्वस्थाने परमेश्वर।
यत्र ब्रह्मादयो देवास्तत्र गच्छ हुताशन ॥

પછી હાથ જોડી, નીચેનો મંત્ર બોલી, કાંઇ ન્યૂનતા રહી હોય તેની પૂર્ણતામાટે ભગવાનને નમન કરવું:—

यस्य स्मृत्या च नामोक्त्या, तपोयज्ञक्रियादिषु।
न्यूनं संपूर्णतां याति, सद्यो वंदे तमच्युतम् ॥

પછી કુંડમાંથી ભસ્મ લઇ, તે લલાટાદિ સ્થલે ધારણ કરી, નીચેની રીતે બોલી, તે કર્મ ઇશ્વરાર્પણ કરવું:—

अनेन सायमौपासनपरिचरणाख्येन कर्मणा भगवान् यज्ञरूपी श्रीमहाविष्णुः प्रीयतां न मम ॥

॥ इति सायंहोम ॥

---

॥ अथ प्रातर्होम ॥

પવિત્ર થઇ, ભૂમિને ગોમય તથા જલથી પવિત્ર કરી, તેપર તાંબાનો પવિત્ર કરેલો કુંડ મૂકી, તેમાં અગ્નિ સ્થાપન કરી, પછી આચમનપ્રાણાયામ કરી, સંકલ્પ કરવો. સંકલ્પમાં सायमौपा० ઇત્યાદિને સ્થલે प्रातरौपासनहोमं अमुकद्रव्येण करिष्ये એમ કહેવં. પછી આગળ કહેલા મંત્રથી અગ્નિનું આવાહન કરી પાત્રાદિનું સ્થાપન સાયંહોમપ્રમાણે કરવું. પછી ત્રણ દર્ભ જમણે હાથે લઇ,

તે ડાબા હાથમાં રાખી, જમણે હાથે ત્રણ સમિધને કુંડમાંના અગ્નિમાં હોમ કરી, પછી જમણા હાથમાં જલ લઇ, તેવડે ઈશાનખૂણથી ઈશાનખૂણપર્યંત કુંડનું ચારે ભણી પ્રોક્ષણ કરી, અગ્નિની પૂજા કરવી. પછી વાંસની ભુંગળીથી અગ્નિને પ્રજ્વલિત કરી તેમાં નીચેના મંત્રોવડે દહીં, જવ અથવા તંડુલથી હોમ કરવો:—

ॐ सूर्याय स्वाहा । इदं सूर्याय न मम ॥ ॐ प्रजापतये स्वाहा । इदं प्रजापतये न मम ॥

પછી નીચેના ત્રણ મંત્રોવડે અથવા આખા અનુવાકવડે ઊભા થઇને હાથ જોડી રાખી ઉપસ્થાન કરવું:—

ॐ विभ्राड्बृहत्पिबतु सोम्यं मध्वायुर्दधद्यज्ञपतावविह्रुतम् । वातजूतो यो अभिरक्षति त्मना प्रजाः पुपोष पुरुधा विराजति ॥ १ ॥ उदु त्यं जातवेदसं देवं वहंति केतवः । दृशे विश्वाय सूर्यम् स्वाहा ॥ २ ॥ येना पावक चक्षसा भुरण्यंतं जनाँ । अनु । त्वं वरुण पश्यसि ॥ ३ ॥

પછી નીચેના મંત્રો બોલી અગ્નિને નમન કરવું, તથા સર્વનું ભલું ઇચ્છવું:—

ॐ चतुर्भिश्च चतुर्भिश्च, द्वाभ्यां पंचभिरेव च ।
हूयते च पुनर्द्वाभ्यां, तस्मै यज्ञात्मने नमः ॥ १ ॥
सर्वेऽत्र सुखिनः संतु, सर्वे संतु निरामयाः ।
सर्वे भद्राणि पश्यंतु, मा कश्चिद् दुःखमाप्नुयात् ॥ २ ॥

પછી સાયંહોમમાં કહેલા મંત્રથી અગ્નિનું વિસર્જન કરવું.

પછી હાથ જોડી, નીચેનો મંત્ર બોલી, કાંઈ ન્યૂનતા રહી હોય તો તેની પૂર્ણતામાટે ભગવાનને નમન કરવું:—

**यस्य स्मृत्या च नामोक्त्या, तपोयज्ञक्रियादिषु ।**
**न्यूनं संपूर्णतां याति, सद्यो वंदे तमच्युतम् ॥**

પછી કુંડમાંથી ભસ્મ લઇ, તે લલાટાદિ સ્થાને ધારણ કરી, નીચેની રીતે બોલી તે કર્મ ઇશ્વરાર્પણ કરવું:—

**अनेन प्रातरौपासनपरिचरणाख्येन कर्मणा भगवान् यज्ञरूपी श्रीमहाविष्णुः प्रीयतां न मम ॥**

**॥ इति प्रातर्होम ॥**

## ॥ इति नित्यहोम ॥

## ॥ होमनां द्रव्य ॥

ડાંગર, સામો અને જવ એમના તંડુલ હોમવાને યોગ્ય છે, અથવા દૂધ, દહીં, ઘી, ડાંગર, જવ, ઘઉં ને કાંગ એ દ્રવ્ય સ્વરૂપેજ એટલે ડાંગર આદિના તંડુલ કાઢ્યા વિના પણ હોમવાને યોગ્ય છે. તંડુલાદિકની આહુતિ હાથવડે દેવી. પહેલી આહુતિમાં સો કણ હોમવા, ને બીજીમાં તેથી થોડા વધારે હોમવા, એમ પ્રત્યેક વસ્તુની પહેલી આહુતિકરતાં બીજી આહુતિ વધારે હોમવી. દહીં ઇત્યાદિ પ્રવાહી પદાર્થ સ્રુવ(ખેરના કાષ્ઠનું કે રૂપાનું નાની કડછીજેવું પાત્ર)નામના પાત્રવડે હોમવા. સમિધ્ નીચે જણાવેલા વૃક્ષાદિની દશ અથવા બાર આંગળની લાંબી, છાલસહિત, સૂકી, જીવાતવિનાની, પાનડાંવિનાની, છિદ્રવિનાની ને ટચલી આંગળીજેવી જાડી લેવી:—આકડો, ખાખરો, ખેર,

પીંપળો, ઉમરો, વડ, પીંપર, બીલી, ખીજડો, (શમી,) દુર્વા (ધરો) ને દર્ભ.

હોમનું ફલ શ્રીઅંગિરા આ પ્રમાણે કહે છે:—

**यो दद्यात्कांचनं मेरुं, पृथिवीं च ससागरां ।**

**तत्सायंप्रातर्होमस्य, तुल्यं भवति वा न वा ॥**

**ભાવાર્થ:**—સુવર્ણમય મેરુપર્વત અને સમુદ્રસહિત આખી પૃથ્વી એનું જે દાન કરે છે તેનું ફલ સાયંકાલના તથા પ્રાતઃકાલના હોમની તુલ્ય થાય છે, અથવા નથી થતું, અર્થાત્ તે દાનથી પણ હોમનું ફલ વિશેષ છે.

જે ગૃહસ્થને લૈકિક અગ્નિપર નિત્યહોમ કરવાની શ્રદ્ધા હોય, ને સમિધ્‌ને માટે પ્રયત્ન થઇ શકે એમ ન હોય તો તેણે માત્ર ઘૃતવડે અગ્નિ પ્રદીપ્ત કરી, હોમમાંના કોઇ પણ એક દ્રવ્યવડે સમિધ્‌વિનાજ હોમ કરવો. કર્મ ન કરવું તેનાથી મંદ કરવું એ પણ શ્રેષ્ઠજ છે.

## ॥ दर्भ लाववानी रीत ॥

શ્રાવણમાસની અમાવાસ્યાને દિવસે પવિત્ર થઇને દર્ભ લાવવાથી તે તાજા રહે છે. પછી એ દર્ભ જ્યારે જ્યારે વૈદિકકર્મમાં કે સ્માર્તકર્મમાં દર્ભની આવશ્યકતા પડે ત્યારે ત્યારે ઉપયોગમાં લેવા. દર્ભ લાવવાનો મંત્ર આ છે:— ૐ **विरिंचिना सहोत्पन्न, परमेष्ठिनिसर्गज । नुद सर्वाणि पापानि, दर्भ स्वस्तिकरो भव ॥** ઉક્ત મંત્ર બોલી પૂર્વ કિંવા ઉત્તરભણી મુખ રાખી, ઊભા રહી, **हुं फट्** એ મંત્ર બોલી, એકજ વારમાં દર્ભ તોડી લેવા. બ્રાહ્મણોએ ચાર દર્ભનું, ક્ષત્રિયોએ ત્રણ દર્ભનું, ને વૈશ્યોએ બે દર્ભનું એમ પવિત્ર ધારણ કરવું, અથવા બધાએ બબે દર્ભનું પવિત્ર ધારણ કરવું. પવિત્રને ગાંઠ દેવી કિંવા ન દેવી એ બંને શાસ્ત્રીય છે. દર્ભના પવિત્રને સ્થલે સોનાના

પવિત્રથી પણ સર્વે કર્મો થઇ શકે છે. કુશને અભાવે કાશ, જવ, ધરો, ડાંગર, બલ્વજ ને પુંડરીક એ ઉપયોગમાં આવી શકે છે. ચિતામાં માર્ગમાં ને યજ્ઞભૂમિમાં પડેલા, તથા શય્યા, આસન ને પિંડમાંના, તેમજ બ્રહ્મયજ્ઞ તથા પિતૃતર્પણમાંના, ને મૂત્રપુરીષથી અપવિત્ર થયેલા, નખથી કાપેલા તથા દાઝેલા દર્ભનો ઉપયોગ ન કરવો.

## ॥ नित्यदान ॥

એક દિવસ પણ જો દાન આપ્યા વિના જાય તો ચોરે ઘરમાંથી બધું લૂટવાથી જેમ મનુષ્યને તે દિવસ બહુજ દુઃખ આપનારો થાય છે તેવો તે દાનરહિત દિવસ પણ મનુષ્યને દુઃખ આપનારો છે એમ શ્રીમહાભારતમાં કહ્યું છે, માટે ગૃહસ્થે શક્તિઅનુસાર ધનધાન્યાદિક કાંઇ અલ્પ પણ દાન નિત્યપ્રતિ કરવું. તેમાં પણ સંક્રાંતિ, અમાવાસ્યા કે વ્યતિપાત આદિ દિવસો હોય ત્યારે તો નિત્યના કરતાં બની શકે તેટલું વિશેષ દાન કરવું. સત્પાત્રને તેમને સ્થાને જઇ તેમનું પૂજન કરી વિનયવડે જે દાન આપવું તે ઉત્તમ, યોગ્ય પાત્રને બોલાવીને તેમનું વિધિપૂર્વક પૂજન કરી નિરભિમાનપણે જે દાન કરવું તે મધ્યમ, ને માગ્યા પછી કોઇને દાન કરવું તે કનિષ્ઠ, તથા સેવા કરનારને જે દાન આપવું તે અતિઅધમ દાન કહેવાય છે. કલિયુગમાં દાન એ ચિત્તશુદ્ધિનું પ્રધાન સાધન છે, માટે પ્રત્યેક ગૃહસ્થે પોતપોતાની શક્તિઅનુસાર નિત્યપ્રતિ પૂગીફલાદિક (સોપારી આદિ) કાંઇ પણ દાન કરવું. યાચના કરનારને પણ નિરાશ ન કરવો, સ્વશક્તિઅનુસાર કાંઇ પણ તેને આપવું. નિત્યપ્રતિ દાન આપવાયોગ્ય સત્પાત્ર ન મળે તો નિત્ય સંકલ્પ કરેલું દ્રવ્ય એકઠું કરી સમય આવે ત્યારે સત્પાત્રને તેનું નિમિત્ત દાન કરવું. સામાન્યરીતે બ્રાહ્મણ સત્પાત્ર ગણાય છે. બ્રાહ્મણમાં પણ વિદ્વાન્ બ્રાહ્મણ વધારે સત્પાત્ર ગણાય છે. વિદ્વાન્ બ્રાહ્મણમાં પણ જે શાસ્ત્રોક્ત કર્મમાં શ્રદ્ધાવાળા છે તે વધારે

સત્પાત્ર છે. શાસ્ત્રોક્તકર્મમાં શ્રદ્ધા રાખનારાઓમાં પણ જે ને કર્મ આચરનારા છે તે વધારે ઉત્તમપાત્ર ગણાય છે, અને શાસ્ત્રોક્ત કર્મ આચરનારાઓમાં પણ જે બ્રહ્મવેત્તા છે તે સૌથી શ્રેષ્ઠ પાત્ર ગણાય છે.

## ॥ अथ ब्रह्मयज्ञविधि* ॥

પ્રાતઃકાલની કિંવા મધ્યાહ્નકાલની સંધ્યા કર્યા પછી અથવા વૈશ્વદેવ કર્યા પછી એક વારજ નિત્યપ્રતિ બ્રહ્મયજ્ઞ કરવો. તે સમયમાં સુકાયેલું પવિત્ર વસ્ત્ર પહેરવું. સુકાયેલું પવિત્ર વસ્ત્ર ન હોય તો ભીના વસ્ત્રને ત્રણ વાર ઝાટકીને પહેરવું. પછી દર્ભનું આસન પાથરી તેઉપર પૂર્વાભિમુખે બેસી, હાથમાં દર્ભ ધારણ કરી, આચમન લઇ, પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं यथाशक्ति ब्रह्मयज्ञेनाहं यक्ष्ये ॥**

પછી નીચે પ્રમાણે ન્યાસ કરવા:—+

**ॐ तिर्यग्बिलाय चमसाय ऊर्ध्वबुध्नायच्छंदऽपुरुषाय**

---

*“ બ્રહ્મયજ્ઞથકી અન્ય અધિક યજ્ઞ નથી, ને વેદના દાનથી અન્ય અધિક દાન નથી, કેમકે સર્વ યજ્ઞો અને દાનો નાશવંત છે, પણ આ બ્રહ્મયજ્ઞ અને વેદના દાનનો કોઇએ પણ અંત દીઠો નથી.” શ્રીકાત્યાયન.

+ ન્યાસમાં જે જે અંગોનાં નામ આવે છે તે તે અંગોનો જમણા હાથવડે સ્પર્શ કરવો. એકસાથે બે સ્થલે સ્પર્શ ન થઇ શકે એમ હોય ત્યાં પ્રત્યેક અંગના સ્પર્શે તે મંત્ર ભણવો.

नमः–मुखे[1]। ॐ गौतमभरद्वाजाभ्यां नमः–नेत्रयोः[2]। ॐ विश्वामित्रजमदग्निभ्यां नमः–श्रोत्रयोः[3]। ॐ वसिष्ठकश्यपाभ्यां नमः–नासिके[4]। ॐ अत्रये नमः वाचि[5]। ॐ गायत्र्याग्निभ्यां नमः–शिरसि[6]। ॐ उष्णिक्सवितृभ्यां नमः–ग्रीवायाम्[7]। ॐ बृहतीबृहस्पतिभ्यां नमः–हनौ[8]। ॐ बृहद्रथंतरद्यावापृथिवीभ्यां नमः–बाह्वोः[9]। ॐ त्रिष्टुबिंद्राभ्यां नमः–नाभौ[10]। ॐ जगत्यादित्याभ्यां नमः श्रोण्योः[11]। ॐ अतिच्छंदाप्रजापतिभ्यां नमः–लिंगे[12]। ॐ यज्ञायज्ञियवैश्वानराभ्यां नमः–गुदे[13]। ॐ अनुष्टुब्विश्वेभ्यो देवेभ्यो नमः–ऊर्वोः[14]। ॐ पंक्तिमरुद्भ्यो नमः–जान्वोः[15]। ॐ द्विपदाविष्णुभ्यां नमः–पादयोः[16]। ॐ विच्छंदावायुभ्यां नमः–नासापुटस्थप्राणेषु[17]। ॐ न्यूनाक्षराछंदोभ्यो नमः–सर्वांगेषु[18] ॥

---

૧ મુખઉપર. ૨ બે આંખોપર. ૩ બે કાનપર. ૪ બે નાસાપુટપર. ૫ વાણી–મુખ–પર. ૬ મસ્તકપર. ૭ કંઠપર. ૮ હડપચીપર. ૯ બે હાથપર. ૧૦ નાભિપર. ૧૧ કેડના નીચલ્યા ભાગપર. ૧૨ ઉપસ્થપર. ૧૩ ગુદાપર. ૧૪ બે સાથળપર. ૧૫ બે ગોઠણપર. ૧૬ બે પગપર. ૧૭ નાસિકાનાં બે છિદ્રપર. ૧૮ સર્વ અંગોપર.

પછી બે હાથવડે ત્રણ ત્રણ દર્ભો લઇ, ચત્તા રાખેલા ડાબા હાથઉપર જમણો હાથ ઊંધો રાખી, તે કરપુટ જમણા સાથળઉપર મૂકી, નેત્રોને અર્ધાં ઉઘાડાં રાખી, એકાગ્રચિત્ત થઇ, પ્રણવ અને ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીનો એકવાર પાઠ કરી, પછી નીચેના મંત્રો ભણવા:—

ॐ। इषे त्वोर्ज्जे त्वा वायव स्थ देवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागम्प्रजावतीरनमीवा अयक्ष्मा मा वस्तेन ईशत माघश्ँसो ध्रुवा अस्मिन्गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून्पाहि[1] ॥ १ ॥ ॐ। वसोः पवित्रम्[2] ॥ ॐ। हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ॥ योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥ ॐ३ म् खम्ब्रह्म[3] ॥ १७ ॥[4]

ॐ। व्रतमुपैष्यनन्तरेणाहवनीयञ्च गार्हपत्यञ्च प्राङ्तिष्ठन्नप उपस्पृशति। तद्यदप उपस्पृशत्यमेध्यो वै पुरुषो यदनृतं वदति तेन पूतिरन्तरतो मेध्या वा आपो मेध्यो भूत्वा व्रतमुपा-

---

१ શ્રીશુક્લયજુર્વેદના પહેલા અધ્યાયની પહેલી કંડિકા.

૨ શ્રીશુક્લયજુર્વેદના પહેલા અધ્યાયની બીજી કંડિકાનો આદિ ભાગ. ૩ શ્રીશુક્લયજુર્વેદના ચાળીશમા અધ્યાયની સત્તરમી કંડિકા. ૪ હે શાખે! વૃષ્ટિમાટે તને છેદું છું. રસમાટે તને અનુમાર્જન કરું છું. હે વાછડાંઓ! તમે ગાયથી દૂર રહો. હે ગાયો! પોતપોતાના વ્યાપારમાં પ્રેરનાર પરમાત્મા તમને ઘણા તૃણવાળા વનમાં અત્યંત શ્રેષ્ઠકર્મરૂપ યજ્ઞમાટે

यानीति पवित्रम् वा आपः पवित्रपूतो व्रतमुपायानीति तस्माद्वा अप उपस्पृशति[1] ॥ सोऽग्निमेवाभीक्षमाणो व्रतमुपैति[2] ॥[3]

ॐ प्राश्नीपुत्रादासुरिवासिनः प्राश्नीपुत्र आसुरायणा-दासुरायण आसुरेरासुरिर्याज्ञवल्क्याद्याज्ञवल्क्य उद्दालकादुद्दा-लकोऽरुणादरुण उपवेशेरुपवेशिः कुश्रेः कुश्रिर्वाजश्रवसो वाज-श्रवा जिह्वावतो बाध्योगाज्जिह्वावान् बाध्योगोऽसिताद्वार्षगणा-दसितो वार्षगणो हरितात् कश्यपाद्धरितः कश्यपः शिल्पा-

---

લઈ જાઓ. તમે ઇંદ્રના ભાગને માટે દૂધ વધારો. પ્રજાવાળી, રોગરહિત ને મોટા રોગરહિત તમારૂં અપહરણ કરવામાટે ચોર સમર્થ ન થાઓ. વાઘ તમારો નાશ કરવા સમર્થ ન થાઓ. તમે આ ગાયોના પતિ યજ-માનમાં ધ્રુવ ને બહુ પ્રકારની થાઓ. હે શાખે ! તું યજમાનનાં પશુઓનું રક્ષણ કર. ૧ તું દૂધની શોધક છે.

સોનાના જેવા પાત્રવડે સત્યનું મુખ ઢાંકેલું છે. જે આદિત્યમાં આ પુરુષ છે તે આ હું છું. ૐ બ્રહ્મ આકાશજેવું છે. ૧૭

૧ શતપથબ્રાહ્મણના પહેલા કાંડની પહેલી કંડિકા.

૨ શતપથબ્રાહ્મણના પહેલા કાંડની બીજી કંડિકાનો આદિ ભાગ.

૩ વ્રતને ગ્રહણ કરવાને ઇચ્છતો છતો પછી આહવનીય ને ગાર્હપત્ય એ બેની સમીપ જલનું આચમન કરે છે. જેથી અસત્ય બોલે છે તેથી પુરુષ અપવિત્રજ છે. તે જલનું આચમન કરે છે તેવડે પછી પવિત્ર થાય છે. જલ પવિત્ર છે. પવિત્ર થઈને વ્રતને ગ્રહણ કરે. ઇતિ. જલ પવિત્ર છે. પવિત્રવડે પવિત્ર થઈ વ્રતને ગ્રહણ કરે. ઇતિ. તેથી જલનું આચમન કરે છે તે અગ્નિનેજ સર્વબાજુથી જોતો છતો વ્રતને ગ્રહણ કરે છે.

त्कश्यपान्नैध्रुवात् कश्यपः कश्यपान्नैध्रुवेः कश्यपो नैध्रुविर्वाचो वागम्भिण्या अम्भिण्यादित्यादादित्यानीमानि शुक्लानि यजूंषि वाज सनेयेन याज्ञवल्क्येनाख्यायन्ते[१] ॥[२]

ॐ अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् । होतारं रत्नधातमम्[३] ॥[४]

ॐ अग्न आयाहि वीतये गृणानो हव्यदातये । निहोता सत्सि बर्हिषि[५] ॥[६]

---

૧ શતપથબ્રાહ્મણના છેલ્લા કાંડની છેલ્લી કંડિકા.

૨ આસુરિવાસી પ્રાશ્નીપુત્રથી, પ્રાશ્નીપુત્ર આસુરાયણથી, આસુરાયણ આસુરિથી, આસુરિ યાજ્ઞવલ્કયથી, યાજ્ઞવલ્કય ઉદ્દાલકથી, ઉદ્દાલક અરુણ-થી, અરુણ ઉપવેશિથી, ઉપવેશિ કુશ્રિથી, કુશ્રિ વાજશ્રવાથી, વાજશ્રવા જિહ્વાવાન્ બાધ્યોગથી, જિહ્વાવાન્ બાધ્યોગ અસિત વાર્ષગણથી, અસિત વાર્ષગણ હરિત કશ્યપથી, હરિત કશ્યપ શિલ્પ કશ્યપથી, શિલ્પ કશ્યપ કશ્યપ નૈધ્રુવિથી, કશ્યપ નૈધ્રુવિ વાક્થી, વાક્ અંભિણીથી, ને અંભિણી આદિત્યથી આ સંહિતા વા બ્રહ્મવિદ્યા પામ્યા. આદિત્ય-વાળી આ શુક્લયજુશાખા વાજસનેય યાજ્ઞવલ્કયવડે કહેવાય છે.

૩ ઋગ્વેદની પહેલી ઋચા.

૪ યાગના ફલરૂપ રત્નોને અતિશય ધારણ કરનાર, દેવોના યજ્ઞમાં હોતાનામના ઋત્વિજ્, દાનાદિ ગુણયુક્ત ને યજ્ઞના પૂર્વભાગમાં સ્થિત અગ્નિની હું સ્તુતિ કરું છું.

૫ સામવેદની પહેલી ઋચા.

૬ હે અગ્ને ! હવિષ્યના ભક્ષણમાટે તથા દેવોને હવિષ્ય આપવામાટે પધારો. સ્તુતિ કરાતા છતા તમે દર્ભઉપર હોતા થઇને બેસો.

ॐ शन्नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शं योरभि-स्रवन्तु नः[1] ॥[2]

ચાર વેદના તથા શતપથબ્રાહ્મણના જે થોડા મંત્રો ઉપર દર્શાવ્યા તેનો પાઠ કર્યા પછી નીચે પ્રમાણે વેદાંગાદિના આદિ ભાગનો પાઠ સંક્ષેપમાં કરી બ્રહ્મયજ્ઞ સમાપ્ત કરવો. જો શક્તિ ને અનુકૂલતા હોય તો શુક્લયજુર્વેદના એકેક અધ્યાયનો નિત્યપ્રતિ સ્વરસહિત પાઠ કરવો, અને પછી તેનું બ્રાહ્મણ ને આરણ્યક તથા બીજા વેદના મંત્રો ઇત્યાદિ ભણવું.

ॐ अथानुवाकान्वक्ष्यामि[3] ॥ ॐ मंडलं दक्षिणमक्षिहृदयं चाधिष्ठितं[4] ॥ अथ शिक्षां प्रवक्ष्यामि[5] ॥ अथातोऽधिकारः । फलयुक्तानि कर्माणि[6] ॥ अथातो गृह्यस्थालीपाकानां कर्म[7] ॥ वृद्धिरादैच्[8] ॥ समाम्नायः समाम्नातः[9] ॥ मयरसतजभनलगसंमितं[10] ॥ पंचसंवत्सरमयं युगाध्यक्षं प्रजापतिम्[11] ॥ गौः

૧ આ મંત્ર અથર્વવેદનો છે. ૨ પ્રકાશવાન્ પાણી અમને સુખરૂપ થાઓ, તથા યજ્ઞના અંગભાગમાટે ને પીવામાટે થાઓ, તે રોગનું શમન ને પૃથક્કરણ કરો, અને અમારા ઉપર વર્ષો. ૩ અનુવાકસૂત્રના પ્રથમ શ્લોકનો આદિ ભાગ. ૪ સર્વાનુક્રમસૂત્રની પ્રથમ કંડિકાનો આદિ ભાગ. ૫ શિક્ષાના પ્રથમ શ્લોકનો આદિ ભાગ. ૬ કાત્યાયનશ્રૌતસૂત્રના પ્રથમાધ્યાયની પહેલી કંડિકાનાં બે સૂત્રો. ૭ પારસ્કરગૃહ્યસૂત્રના પ્રથમ કાંડની પ્રથમ કંડિકાનું પહેલું સૂત્ર. ૮ અષ્ટાધ્યાયીમાં પ્રત્યાહારસૂત્રોની પછીનું સૂત્ર. ૯ નિરુક્તના આદિ શબ્દો. ૧૦ છંદના પ્રથમ શ્લોકનો આદિ ભાગ. ૧૧ જ્યોતિષના પ્રથમ શ્લોકનું પૂર્વાર્ધ.

ग्मा[1] ॥ अथातो धर्मजिज्ञासा[2] ॥ अथातो ब्रह्मजिज्ञासा[3] ॥ योगीश्वरं याज्ञवल्क्यं[4] ॥ नारायणं नमस्कृत्य, नरं चैव नरोत्तमं । देवीं सरस्वतीं व्यासं, ततो जयमुदीरयेत्[5] ॥[6]

પછી બંને હાથ જોડી રાખી નીચે પ્રમાણે બોલવું:—

इति विद्यातपोयोनिरयोनिर्विष्णुरीडितः । वाग्यज्ञेनार्चितो देवः, प्रीयतां मे जनार्दनः ॥ रविमंडलमध्यस्थे, पुरुषे लोकसाक्षिणे । समर्पितं मया चेदं, ब्रह्मणः परमं पदम् ॥[7] ॐ ब्रह्मणे नमो ब्रह्मणे नमो ब्रह्मणे नमः ॥

---

૧ નિઘંટુના આરંભના શબ્દો. ૨ પૂર્વમીમાંસાના પ્રથમાધ્યાયનું પહેલું સૂત્ર. ૩ ઉત્તરમીમાંસાના પ્રથમાધ્યાયના પ્રથમપાદનું પહેલું સૂત્ર. ૪ યાજ્ઞવલ્કયસ્મૃતિના પ્રથમાધ્યાયના પહેલા શ્લોકનો આદિ ભાગ. ૫ મહાભારતનો આદિ શ્લોક. ૬ હવે અનુવાકોને કહું છું. દક્ષિણમંડલ તે આંખ તથા હૃદયમાં રહેલ. હવે શિક્ષા કહું છું. હવે આથી અધિકાર કહેવાય છે. ફલવાળાં કર્મો. આથી હવે ગૃહ્યસ્થાલીપાકોનાં કર્મ કહેવાય છે. વૃદ્ધિ આથી. સમામ્નાય સારી રીતે કહ્યો. મ ય ર સ ત જ ભ ને ન એ ગણો ને લઘુગુરુસહિત. પાંચ વર્ષવાળા યુગાધ્યક્ષ પ્રજાપતિને. ગો ગાય. આથી હવે ધર્મની જિજ્ઞાસા. આથી હવે બ્રહ્મની જિજ્ઞાસા. યોગીશ્વર યાજ્ઞવલ્કય. નારાયણને તથા મનુષ્યમાં શ્રેષ્ઠ નરને નમસ્કાર કરીને તથા સરસ્વતી દેવીને ને વ્યાસને નમસ્કાર કરીને પછી મહાભારતની કથા કરવી. ૭ એ પ્રમાણે વિદ્યા તથા તપનું ઉત્પત્તિસ્થાન, કારણવિનાના ને પૂજ્ય જનાર્દન વિષ્ણુદેવ વાણીરૂપ યજ્ઞવડે પૂજાયા છતા મારા પર પ્રસન્ન થાઓ. રવિમંડલની મધ્યમાં રહેલા લોકસાક્ષી પુરુષમાં મેં આ બ્રહ્મનું પરમપદ સમર્પ્યું છે.

પછી હાથમાં રાખેલા દર્ભો ઉત્તરદિશામાં નાંખવા.

પછી બંને હાથ જોડી, નીચે પ્રમાણે બોલી, કાંઇ અપૂર્ણતા રહી હોય તેની પૂર્ણતામાટે ભગવાનને નમસ્કાર કરવોઃ—

**यस्य स्मृत्या च नामोक्त्या, तपोयज्ञक्रियादिषु । न्यूनं संपूर्णतां याति, सद्यो वंदे तमच्युतम् ॥**

પછી નીચે પ્રમાણે બોલી બ્રહ્મયજ્ઞની સમાપ્તિનો સંકલ્પ કરવોઃ-

**अनेन ब्रह्मयज्ञाख्येन कर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥**

બ્રહ્મયજ્ઞમાં અનધ્યાયનો બાધ નથી, પરંતુ તે દિવસે નિત્યના કરતાં થોડું ભણવું. કર્તાને સૂતક હોય કિંવા જગા અપવિત્ર હોય ત્યારેજ અનધ્યાય સમજવો.

સૂચનાઃ—પ્રતિકૂલતાને લીધે ઉક્તરીતે ન બની શકે તો આચમનપ્રાણાયામ તથા સંકલ્પ કરી ગાયત્રીમંત્ર ભણી યજુર્વેદનો પ્રથમનો તથા અંતનો એમ બે મંત્રો ભણવા, કિંવા ઈશોપનિષદ કે બૃહદારણ્યકોપનિષદમાંથી યથાશક્તિ ભણવું, અથવા પુરુષસૂક્તનો પાઠ કરવો. તે ન આવડે તો માત્ર દશ ગાયત્રીમંત્રનો જપ કરી તે ઉપર કહેલી રીતે અર્પણ કરી બ્રહ્મયજ્ઞની સમાપ્તિ કરવી.

## ॥ इति ब्रह्मयज्ञविधि ॥

# ॥ अथ तर्पणप्रयोग ॥*

તર્પણ પ્રાતઃકાલની સંધ્યા કર્યા પછી કરવું, અથવા બ્રહ્મયજ્ઞ કર્યા પછી એકવારજ કરવું.

દર્ભાસનપર પૂર્વાભિમુખે બેસી, બંને હાથની અનામિકામાં કુશ-પવિત્ર ધારણ કરી, આચમનપ્રાણાયામ કરી, પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवं-ग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ॐ तत्सत्परमेश्वरप्रीत्यर्थं देवऋषिमनुष्यपितृतर्पणमहं करिष्ये ॥**

પછી રૂપાના કિંવા તાંબાના પાત્રમાં તર્પણમાટે પવિત્ર જલ ભરવું, પશ્ચાત્ શુદ્ધ પૃથ્વીઉપર અથવા તાંબાના પાત્રમાં દર્ભ પાથરી **ॐ विश्वे देवास आगत शृणुता म इमं हवम् । एदम्बर्हि-र्निषीदत ॥** એ મંત્ર ભણી દેવતાનું આવાહન કરી **ॐ विश्वे देवाः शृणुतेमं हवम्मे ये अन्तरिक्षे य उप द्यवि ष्ठ । ये अग्निजिह्वा उतवा यजत्रा आसद्यास्मिन्बर्हिषि मादयध्वम् ॥** એ મંત્રનો જપ કરી, પૂર્વદિશામાં અગ્રવાળા ત્રણ દર્ભ તથા જવ હાથમાં ધારણ કરી, દેવતીર્થ–આંગળીઓનાં અગ્રો–વડે તે તે દેવતાને ઉદ્દેશી એક એક જલાંજલિ આપી દેવતર્પણ કરવું:—

* " જે દ્વિજ દેવ, પિતૃ અને મનુષ્યતર્પણ નથી કરતો તે દેવાદિના ઋણવાળો થઇ નરકને પામે છે. "

શ્રીસ્મૃતિસમુચ્ચય.

ॐ ब्रह्मा तृप्यताम् । ॐ विष्णुस्तृप्यताम् । ॐ रुद्रस्तृ० । ॐ प्रजापतिस्तृ० । ॐ देवास्तृप्यंताम् । ॐ छंदांसि तृप्यं० । ॐ वेदास्तृप्यं० । ॐ ऋषयस्तृप्यं० । ॐ पुराणाचार्यास्तृप्यं० । ॐ गंधर्वास्तृप्यं० । ॐ इतराचार्यास्तृप्यं० । ॐ संवत्सरः सावयवस्तृप्यताम् । ॐ देव्यस्तृप्यं० । ॐ अप्सरसस्तृप्यं० । ॐ देवानुगास्तृप्यं० । ॐ नागास्तृप्यं० । ॐ सागरास्तृप्यं० । ॐ पर्वतास्तृप्यं० । ॐ सरितस्तृप्यं० । ॐ मनुष्यास्तृप्यं० । ॐ यक्षास्तृप्यं० । ॐ रक्षांसि तृप्यं० । ॐ पिशाचास्तृप्यं० । ॐ सुपर्णास्तृप्यं० । ॐ भूतानि तृप्यं० । ॐ पशवस्तृप्यं० । ॐ वनस्पतयस्तृप्यं० । ॐ ओषधयस्तृप्यं० । ॐ भूतग्रामचतुर्विधस्तृप्यताम् ॥

એવી રીતે દેવતર્પણ કરી, કંઠલંબિત જનોઇ કરી, ટચલી આંગળીના મૂલભાગમાં દર્ભ રાખી, ઉત્તરાભિમુખ થઇને પ્રત્યેક ઋષિનું નામ બે વાર ઉચ્ચારી બબે વાર કનિષ્ઠિકાનાં મૂલ ને દર્ભના મધ્યભાગ એવડે મનુષ્યતર્પણ કરવું, તે નીચે પ્રમાણેઃ—

ॐ सनकस्तृप्यतु २ । ॐ सनंदनस्तृ० २ । ॐ सनातनस्तृ० २ । ॐ कपिलस्तृ० २ । ॐ आसुरिस्तृ० २ । ॐ वोढुस्तृ० २ । ॐ पंचशिखस्तृ० २ ॥

ઉપર પ્રમાણે મનુષ્યતર્પણ કરી, પછી જનોઇને અપસવ્ય કરી, દક્ષિણાભિમુખે બેસી, ડાબો પગ વાળી, દર્ભનાં મૂલ અને અગ્ર જમણા હાથની તર્જનીના મૂલઆગળ દક્ષિણાગ્ર રહે એમ ભેગાં કરી તે

તર્જનીના મૂલવડે જલપાત્રમાં નાંખેલા કાળા તિલસહિત[1] એકએકને ત્રણ ત્રણ વાર ઉચ્ચારણસાથે ત્રણ ત્રણ અંજલિ આપી પિતૃ તથા યમનું નીચે પ્રમાણે તર્પણ કરવું:—

ॐ कव्यवाडनलस्तृप्यताम् ३ ॥ ॐ सोमस्तृ० ३ ॥ ॐ यमस्तृ० ३ ॥ ॐ अर्यमा तृ० ३ ॥ ॐ अग्निष्वात्ताः पितरस्तृप्यंताम् ३ ॥ ॐ सोमपाः पितरस्तृप्यं० ३ ॥ ॐ बर्हिषदः पितरस्तृप्यं० ३ ॥ ॐ यमाय नमः ३ ॥ ॐ धर्मराजाय नमः ३ ॥ ॐ मृत्यवे नमः ३ ॥ ॐ अंतकाय नमः ३ ॥ ॐ वैवस्वताय नमः ३ ॥ ॐ कालाय नमः ३ ॥ ॐ सर्वभूतक्षयाय नमः ३ ॥ ॐ औदुंबराय नमः ३ ॥ ॐ दध्नाय नमः ३ ॥ ॐ नीलाय नमः ३ ॥ ॐ परमेष्ठिने नमः ३ ॥ ॐ वृकोदराय नमः ३ ॥ ॐ चित्राय नमः ॥ ॐ चित्रगुप्ताय नमः ३ ॥

જેનો પિતા જીવતો હોય તેણે અહીંસુધી તર્પણ કરી પોતાના પિતા આદિનું તર્પણ અને વસ્ત્ર નીચોવવું એ ભાગ વર્જીને તર્પણનો બાકીનો સર્વ ભાગ કરવો, ને જેનાં પિતામાતા મરણ પામ્યાં હોય તેણે પિતૃત્રયીનું (બાપ, દાદા ને પરદાદાનું) તથા માતૃત્રયીનું (મા, દાદી ને પરદાદીનું) નીચે પ્રમાણે તર્પણ કરવું:—

---

૧ નદી કિંવા તળાવમાં તર્પણ કરતા હોઇએ તો તિલ પાસે રાખી ડાબે હાથે પ્રત્યેક નામે તે લેતા જઇ તર્પણ કરવું. આ વેદવાળાને તિલસહિત તર્પણ કરવામાં કોઇ પણ દિવસનો નિષેધ નથી. જેનો પિતા જીવતો હોય તેણે તિલવડે તર્પણ કરવું નહિ.

अमुकगोत्रः अस्मत्पिता अमुकशर्मा* वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः ३ ॥ अमुकगोत्रः अस्मत्पितामहः अमुकशर्मा रुद्ररूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः ३ ॥ अमुकगोत्रः अस्मत्प्रपितामहः अमुकशर्मा आदित्यरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः ३ ॥ अमुकगोत्रा अस्मन्माता अमुकदा[1] वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः ३ ॥ अमुकगोत्रा अस्मत्पितामही अमुकदा रुद्ररूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः ३ ॥ अमुकगोत्रा अस्मत्प्रपितामही अमुकदा आदित्यरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः ३ ॥

ઓરમાન માતા મરણ પામી હોય તો **अमुकगोत्रा अस्मत्सापत्नमाता अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः ३ ॥** એમ કહી અંજલિ આપવા.

પછી નીચેના મંત્રોનો ઉપાંશુ એટલે અન્ય ન સાંભળે એવા ઉચ્ચારણથી પાઠ કરતાં કરતાં અંજલિમાંનું જલ પિતૃતીર્થવડે (અંગૂઠા ને તર્જનીના મધ્યભાગવડે) જલાશયમાં તર્પણ કરતા હોઇએ તો જલમાં ને ઘેર તર્પણ કરતા હોઇએ તો બીજા પાત્રમાં શનૈઃ શનૈઃ પડવા દેવું. આને પ્રસેકકર્મ કહે છે. એમ ન બની શકે તો માત્ર પાઠ કરી જવો. ત્યારપછી માતામહાદિ ત્રયી તથા અન્ય સંબંધિજનોનું તર્પણ કરવું.

---

* શર્માને ઠેકાણે ક્ષત્રિયે **વર્મા** તથા વૈશ્યે **ગુપ્તઃ** કહેવું.

[1] દાને સ્થાને દેવીશબ્દ લગાડવાનું જ્યાં સુલભ હોય ત્યાં તો શબ્દ લગાડવો.

ॐ उदीरतामवर उत्परास उन्मध्यमाः पितरः सोम्याः। असुं य ईयुरवृका ऋतज्ञास्ते नोऽवन्तु पितरो हवेषु ॥ १ ॥ ॐ अंगिरसो नः पितरो नवग्वा अथर्वाणो भृगवः सोम्यासः तेषां वयꣳ सुमतौ यज्ञियानामपि भद्रे सौमनसे स्याम ॥ २ ॥ ॐ आयंतु नः पितरः सोम्यासोऽग्निष्वात्ताः पथिभिर्देवयानैः । अस्मिन्यज्ञे स्वधया मदंतोऽधिब्रुवंतु तेऽवंत्वस्मान् ॥ ३ ॥ ॐ ऊर्जं वहंतीरमृतं घृतं पयः कीलालं परिस्रुतम् । स्वधा स्थ तर्पयत मे पितॄन् ॥ ४ ॥ ॐ पितृभ्यः स्वधायिभ्यः स्वधा नमः। पितामहेभ्यः स्वधायिभ्यः स्वधा नमः। प्रपितामहेभ्यः स्वधायिभ्यः स्वधा नमः। अक्षन्पितरः अमीमदंत पितरः अतीतृपंत पितरः। पितरः शुंधध्वम् ॥ ५ ॥ ॐ ये चेह पितरो ये च नेह यांश्च विद्म यां उच न प्रविद्म । त्वं वेत्थ यति ते जातवेदः स्वधाभिर्यज्ञꣳ सुकृतं जुषस्व ॥ ६ ॥ ॐ मधु वाता ऋतायते मधु क्षरंति सिंधवः। माध्वीर्नः संत्वोषधीः ॥ ७ ॥ ॐ मधु नक्तमुतोषसो मधुमत्पार्थिवꣳ रजः । मधु द्यौरस्तु नः पिता ॥ ८ ॥ ॐ मधुमान्नो वनस्पतिर्मधुमाꣳ अस्तु सूर्यः माध्वीर्गावो भवंतु नः ॥ ९ ॥

પછી નીચે પ્રમાણે બોલી પિતૃતીર્થથી ક્રમવડે ત્રણ અંજલિ આપવી:—

ॐ तृप्यध्वम् । ॐ तृप्यध्वम् । ॐ तृप्यध्वम् ॥

પછી નીચેનો મંત્ર બોલી તે પછી માતામહાદિ ત્રણનું (નાનાનું, તેના બાપનું ને તેના બાપનું) ત્રણ ત્રણ અંજલિવડે તર્પણ કરવું:—

ॐ नमो वः पितरो रसाय । नमो वः पितरः शोषाय । नमो वः पितरो जीवाय । नमो वः पितरः स्वधायै । नमो वः पितरो घोराय । नमो वः पितरो मन्यवे । नमो वः पितरः पितरो नमो वः । गृहान्नः पितरो दत्तसतो वः पितरो देष्म । एतद्वः पितरो वास ॥

अमुकगोत्रः अस्मन्मातामहः अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः ३ ॥ अमुकगोत्रः अस्मत्प्रमातामहः अमुकशर्मा रुद्ररूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः ३ ॥ अमुकगोत्रः अस्मद्वृद्धप्रमातामहः अमुकशर्मा आदित्यरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः ३ ॥

પછી શક્તિ, સગવડ ને સંભવ હોય તો નીચે લખેલા સંબંધિજનોને નીચે લખ્યા પ્રમાણે બોલી જલનો એક એક અંજલિ આપવો:—

अमुकगोत्रा अस्मन्मातामही अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः १ * ॥ अमुकगोत्रा अस्मत्प्रमातामही अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै

* માતામહી, પ્રમાતામહી અને વૃદ્ધપ્રમાતામહીને ત્રણ ત્રણ અંજલિ આપવા એમ પણ કેટલાકનો મત છે.

स्वधा नमः १ ॥ अमुकगोत्रा अस्मद्वृद्धप्रमातामही अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः १ ॥ अमुकगोत्रा अस्मत्पत्नी अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मत्सुतः अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥ अमुकगोत्रा अस्मत्कन्या अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मात्पितृव्यः अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मन्मातुलः अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मद्भ्राता अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥ अमुकगोत्रा अस्मात्पितृभगिनी अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः १ ॥ अमुकगोत्रा अस्मन्मातृभगिनी अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः १ ॥ अमुकगोत्रा अस्मद्भगिनी[1] अमुकदा वसुरूपा तृप्यताम् । इदं जलं तस्यै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मच्छ्वशुरः अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मद्गुरुः अमुकशर्मा

---

૧ એ પ્રમાણે સાપત્નભ્રાતા તથા સાપત્નભગિની પણ જો મરણ પામ્યાં હોય તો તે પણ ગ્રહણ કરવાં.

**वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मत्पितृव्यः अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मन्मित्रं अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥ अमुकगोत्रः अस्मद्दासः अमुकशर्मा वसुरूपस्तृप्यताम् । इदं जलं तस्मै स्वधा नमः १ ॥**

ઉપર કહેલા પુરુષવર્ગમાંથી જેની ભાર્યા તથા પુત્ર જો મરણ પામ્યાં હોય તો **अमुकशर्मा**પછી **सपत्नीकः ससुतः** એમ કહેવું, અને સ્ત્રીઓમાંથી જેનો પતિ તથા પુત્ર મરણ પામેલા હોય ત્યાં **अमुकदा** પછી **सभर्तृका ससुता** એમ કહેવું.

ઉપર કહેલી રીતે વિસ્તારપૂર્વક ત્રણ પ્રકારનાં તર્પણ કરવાની શક્તિ ન હોય તો પ્રથમ પૂર્વોક્તરીતે સંકલ્પ કરી **ॐ आब्रह्मस्तंबपर्यंतं,देवर्षिपितृमानवाः। तृप्यंतु पितरः सर्वे,मातृमातामहादयः ॥ अतीतकुलकोटीनां, सप्तद्वीपनिवासिनाम् । आब्रह्मभुवनाल्लोकादिदमस्तु तिलोदकम् ॥** એ મંત્ર ભણી, તિલસહિત જલનો એક અંજલિ દેવો, ને અંતે છેવટ કહેવામાં આવશે તે રીતે તે કર્મ અર્પણ કરવું.

પછી નીચેનો મંત્ર ભણી સ્નાનકાલે પહેરેલું વસ્ત્ર ચોવડું કરીને ડાબી બાજુએ પૃથ્વીઉપર નીચોવી સ્વગોત્રમાં પુત્રરહિત મરણ પામેલાને જલ દેવું:—

**ॐ । ये के चास्मत्कुले जाता, अपुत्रा गोत्रिणो मृताः । ते गृह्णंतु मया दत्तं, वस्त्रनिष्पीडनोदकम् ॥**

ઘેર તર્પણ કરવું તેમાં વસ્ત્ર નીચોવવું નહિ, તેમજ શ્રાદ્ધ તથા સંવત્સરીને દિવસે જલાશયપર તર્પણ કરતા હોઇએ તોપણ ન નીચોવવું.

પછી દર્ભનો પરિત્યાગ કરી, જનોઇ સવ્ય કરી, આચમન લેવું. પશ્ચાત્ પાત્રમાં શુદ્ધ જલ ભરી, તેમાં અનામિકાવડે પદ્દલ કરી, તે પાત્રમાં શ્વેત ગંધ, અક્ષત ને પુષ્પાદિ નાંખી નીચેના મંત્રોવડે બ્રહ્માદિને એક એક અર્ધ્ય આપવો:—

ॐ । ब्रह्म जज्ञानं प्रथमं पुरस्ताद्वि सीमतः सुरुचो वेन आवः । स बुध्न्या उपमा अस्य विष्ठः सतश्च योनिमसतश्च विवः ॥ ॐ ब्रह्मणे नमः ॥१॥ ॐ । इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् । समूढमस्य पा॰सुरे स्वाहा ॥ ॐ विष्णवे नमः ॥२॥ ॐ । नमस्ते रुद्र मन्यव उतो त इषवे नमः । बाहुभ्यामुत ते नमः ॥ ॐ रुद्राय नमः ॥३॥ ॐ । तत्सवितुर्वरेण्यं० ॥ ॐ सवित्रे नमः ॥ ४ ॥ ॐ । मित्रस्य चर्षणीधृतोऽवो देवस्य सानसि । द्युम्नं चित्रश्रवस्तमम् ॥ ॐ । मित्राय नमः ॥ ५ ॥ ॐ । इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय । त्वामवस्युराचके ॥ ॐ वरुणाय नमः ॥ ६ ॥

એવી રીતે અર્ધ્ય આપ્યા પછી ઊભા થઇને નીચેના મંત્રોથી બંને હાથ જોડી રાખી સૂર્યનું ઉપસ્થાન કરવું:—

ॐ अदृश्रमस्य केतवो वि रश्मयो जना॰ ॥ अनु । भ्राजंतो अग्नयो यथा । उपयामगृहीतोऽसि सूर्याय त्वा भ्राजाय । एष ते योनिः सूर्याय त्वा भ्राजाय । सूर्य भ्राजिष्ठ भ्राजिष्ठस्त्वं देवेष्वसि भ्राजिष्ठोहं मनुष्येषु भूयासम् ॥ ॐ । हंसः शुचिषद्वसुरन्तरिक्षसद्धोता वेदिषदतिथिर्दुरोणसत् । नृषद्वरस-

**દ્દતસદ્વ્યોમસદબ્જા ગોજા ઋતજા અદ્રિજા ઋતમ્બૃહત્ ॥**

પછી સૂર્યને પ્રદક્ષિણા તથા નમસ્કાર કરી પછી નીચે પ્રમાણે બોલીને દિગ્દેવતાને એક એક નમસ્કાર કરવોઃ—

**ॐ प्राच्यै दिशे–इंद्राय नमः ॥ १ ॥ ॐ आग्नेय्यै दि॰ अग्नये नमः ॥ २ ॥ ॐ दक्षिणायै दिशे–यमाय नमः ॥ ३ ॐ नैर्ऋत्यै दिशे–निर्ऋतये नमः ॥४॥ ॐ पश्चिमायै दिशे वरुणाय नमः ॥ ५ ॥ ॐ वायव्यै दिशे–वायवे नमः ॥ ६ ॐ उदीच्यै दिशे–सोमाय नमः ॥ ७ ॥ ॐ ईशान्यै दिशे ईशानाय नमः ॥ ८ ॥ ॐ ऊर्ध्वायै दिशे–ब्रह्मणे नमः ॥९ ॐ अवाच्यै दिशे–अनंताय नमः ॥ १० ॥**

પછી બેસીને નીચે પ્રમાણે બોલી બ્રહ્માદિ દેવોને એક એ. નમસ્કાર કરવોઃ—

**ॐ ब्रह्मणे नमः ॥ १ ॥ ॐ अग्नये नमः ॥ २ ॥ ॐ पृथिव्यै नमः ॥ ३ ॥ ॐ ओषधिभ्यो नमः ॥ ४ ॥ ॐ वाचे नमः ॥ ५ ॥ ॐ वाचस्पतये नमः ॥ ६ ॥ ॐ महद्भ्यो नमः ॥ ७ ॥ ॐ विष्णवे नमः ॥ ८ ॥ ॐ अद्भ्यो नमः ॥ ९ ॥ ॐ अपाम्पतये नमः ॥ १० ॥ ॐ वरुणाय नमः ॥ ११ ॥**

પછી નીચેના મંત્રવડે જલવાળે જમણે હાથે મુખનો સ્પર્શ કરી તેને પવિત્ર કરવુંઃ—

ॐ सं वर्चसा पयसा संतनूभिरगन्महि मनसा स१ शिवेन। त्वष्टा सुदत्रो विदधातु रायोऽनुमार्ष्टु तन्वो यद्विलिष्टम् ॥

પછી નીચેના મંત્રવડે કર્મના અંગભૂત દેવોનું વિસર્જન કરવું:—

ॐ देवा गातुं विदो गातुं वित्त्वा गातुमित । मनसस्पत इमं देवयज्ञ१ स्वाहा वाते धाः ॥

પછી કુશપવિત્રનો× ત્યાગ કરી નીચે પ્રમાણે અર્પણનું ઉચ્ચારણ કરી તર્પણની સમાપ્તિ કરવી:—

अनेन यथाशक्ति देवऋषिमनुष्यपितृतर्पणाख्येन कर्मणा पितृरूपी जनार्दनवासुदेवः प्रीयतां न मम ॥

જેમનાથી ઉપર દર્શાવ્યા પ્રમાણેનું વિસ્તારપૂર્વક તર્પણ ન થઈ શકે તેમણે આચમન, પ્રાણાયામ ને સંકલ્પ કરી, દેવતર્પણમાંના પ્રથમના ૭ અંજલિ આપી, ઋષિતર્પણના (મનુષ્યદેવતર્પણના) પ્રથમના ચાર ઋષિના નામનું તર્પણ કરવું. પછી સંભવ હોય તો પિતૃત્રયી તથા માતૃત્રયીનું તર્પણ કરવું, ને પછી નીચે પ્રમાણે બોલી શેષ રહેલા સમસ્તને ત્રણ અંજલિ આપવા:—

ॐ पितृवंशमातृवंशौ ये चान्ये मत्तः उदकमर्हंति ते तृप्यंतु ॥

પછી તે કર્મની ઉપરની રીતે સમાપ્તિ કરવી.

## ॥ इति तर्पणप्रयोग ॥

× સંધ્યા, દેવપૂજા ને તર્પણાદિમાં ધારણ કરેલ કુશપવિત્ર તથા તે તે કર્મસંબંધી જલતીર્થાદિક તુલસીના મૂલમાં વા પવિત્રસ્થાનમાં વિસર્જન કરવાં.

## ॥ अथ शिवपूजनविधि ॥

ભસ્મનાં ત્રિપુંડ્ અને *રુદ્રાક્ષ ધારણ કરી, આચમન લઇ, પ્રાણાયામ કરી, પછી નીચેનો મંત્ર ભણવોઃ—

**ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥**

પશ્ચાત્ નીચે પ્રમાણે નમસ્કારાદિનું ઉચ્ચારણ બંને હાથ જોડીને કરવુંઃ-

**ॐ श्रीमन् महागणाधिपतये नमः । ॐ इष्टदेवताभ्यो नमः । ॐ सर्वेभ्यो देवेभ्यो नमः । ॐ सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमो नमः । निर्विघ्नमस्तु ॥**

પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો. આ સંકલ્પ સૌરાષ્ટ્રદેશમાટે ( કાઠીઆવાડ ઇલાકામાટે ) જાણવો.

**अद्य ब्रह्मणो द्वितीये परार्धे श्रीश्वेतवाराहकल्पे वैवस्वतमन्वंतरे अष्टाविंशातितमे कलियुगे कलिप्रथमचरणे भारतखंडे जंबूद्वीपे आर्यावर्तान्तर्गतसौराष्ट्रदेशे[1] गोमत्याः पूर्व-**

---

* કંઠમાં ૧૦૮ પારાની માલા પહેરવી; અથવા અનુકૂલતા હોય તો આ પ્રમાણે રુદ્રાક્ષ ધારણ કરવીઃ-કંઠમાં ૩૨, માથાપર ૪૦, પ્રત્યેક કાનમાં છ છ, બન્ને હાથના કાંડાપર બાર બાર, બંને બાહુએ કોણીના ઉપલ્યા ભાગપર સોળ સોળ, શિખામાં એક ને વક્ષઃસ્થલઉપર ( હૃદયઉપર ) ૧૦૮

૧ નર્મદાના ઉત્તરભાગમાં રહેનારા ગુજરાતીઓએ **गुर्जरदेशे महानद्या नर्मदाया उत्तरदिग्भागे** ઇત્યાદિ કહેવું.

दिग्भागे श्रीमल्लवणाब्धेरुत्तरे तीरे श्रीशालिवाहनशाके बुद्धावतारे अस्मिन्वर्तमाने [१]अमुकनामसंवत्सरे [२]अमुकअयने अमुकऋतौ अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे अमुकयोगे अमुककरणे अमुकराशिस्थिते चंद्रे अमुकराशिस्थिते श्रीसूर्ये अमुकराशिस्थिते देवगुरौ शेषेषु ग्रहेषु यथा यथा राशिस्थानस्थितेषु सत्सु एवंगुणविशेषेण विशिष्टायां शुभपुण्यतिथौ ममोपात्तदुरितक्षयद्वारा त्रिविधतापोपशमनार्थं श्रीसदाशिवप्रीत्यर्थं यथामिलितोपचारैः अमुकशिवपूजनमहं करिष्ये * ॥

પછી શિવપંચાક્ષરમંત્રથી નીચે પ્રમાણે ન્યાસ× કરવા:—

---

૧ પ્રભવાદિ સાઠ સંવત્સરમાંનો જે સંવત્સર ચાલતો હોય તે પંચાંગમાં જોઇને કહેવો.

૨ ઉત્તરાયણ કિંવા દક્ષિણાયન એ બેમાંનું જે અયન ચાલતું હોય તેનો ઉચ્ચાર કરવો. ઋતુ આદિના પણ પંચાંગમાંથી જોઇને યથાયોગ્ય ઉચ્ચાર કરવા.

* આ પ્રમાણે સંકલ્પ ન થઇ શકે તો બીજાં કર્મોમાં બતાવેલો નાનો સંકલ્પ કરવો. શિવપંચાયતનનું પૂજન કરવાનું હોય તો **श्रीशिवपंचायतनदेवताप्रीत्यर्थं यथामिलितोपचारैः श्रीशिवपंचायतनपूजनमहं करिष्ये** એમ કહેવું. શ્રીશિવપંચાયતનમાં મધ્યે શ્રીશંકરનું ઇશાનખૂણે શ્રીવિષ્ણુનું, અગ્નિખૂણે શ્રીસૂર્યનું, નૈર્ઋત્યખૂણે શ્રીગણપતિનું ને વાયવ્યખૂણે શ્રીદેવીનું સ્થાપન કરવું.

× જે જે અંગનું નામ આવે તે તે અંગમાં જમણા હાથનાં એકત્ર કરેલાં પાંચ આંગળાંના અગ્રવડે સ્પર્શ કરવો. જ્યાં બે કે તેથી વધારે અંગનો સ્પર્શ સાથે કરવાનો હોય ત્યાં તે મંત્રની આવૃત્તિ કરીને ક્રમથી સ્પર્શ કરવો.

ॐ अस्य श्रीशिवपंचाक्षरमंत्रस्य वामदेवऋषिः अनुष्टुप्छंदः श्रीसदाशिवो देवता न्यासे पूजने जपे च विनियोगः ॥ वामदेवऋषये नमः शिरसि[1]। अनुष्टुप्छंदसे नमो मुखे[2]। श्रीसदाशिवदेवतायै नमो हृदि[3]। ॐ नं तत्पुरुषाय नमो हृदये[4]। ॐ मं अघोराय नमः पादयोः[5]। ॐ शिं सद्योजाताय नमो गुह्ये[6]। ॐ वां वामदेवाय नमो मूर्ध्नि[7]। ॐ यं ईशानाय नमो मुखे[8]। ॐ ॐ हृदयाय नमः[9]। ॐ नं शिरसे[10] स्वाहा। ॐ मं शिखायै[11] वषट्। ॐ शिं कवचाय[12] हुम्। ॐ वां नेत्रत्रयाय[13] वौषट्। ॐ यं अस्त्राय फट्[14] ॥

પછી **ॐ वरुणमावाहयामि** ॥ એમ બોલી પવિત્રજલથી ભરેલા રૂપાના કિંવા તાંબાના કલશમાં વરુણનું આવાહન કરીને **ॐ वरुणाय नमः। सकलपूजार्थे गन्धपुष्पे समर्पयामि** ॥ એમ કહી ચંદન અને પુષ્પવડે કલશમાં પધારેલા વરુણનું પૂજન કરી, **ॐ पाञ्चजन्याय नमः। स्नानं समर्पयामि** ॥ એમ બોલી શંખને સ્નાન કરાવવું, ને **ॐ पाञ्चजन्याय नमः गन्धपुष्पे**

---

૧ મસ્તકમાં. ૨ મુખમાં. ૩ હૃદયમાં. ૪ હૃદયમાં. ૫ બે પગમાં. ૬ લિંગમાં. ૭ મૂર્ધામાં. ૮ મુખમાં. ૯ હૃદયને. ૧૦ મસ્તકને. ૧૧ શિખાને. ૧૨ બંને બાહુમૂલને. ૧૩ ત્રણ નેત્રને. ભ્રૂમધ્યમાં ત્રીજું નેત્ર જાણવું. ૧૪ એમ બોલી જમણો હાથ મસ્તકની આસપાસ અપ્રદક્ષિણાની રીતે ફેરવી તે હાથની તર્જની તથા મધ્યમાવડે ડાબા હાથની હથેળીમાં ટાપલી મારવી.

**समर्पयामि ॥** એમ કહી ચંદન અને ફૂલવડે શંખનું પૂજન કરવું. પશ્ચાત્ **ॐ जगद्ध्वनिमंत्रमातः स्वाहा नमः । घण्टायै नमः । स्नानं समर्पयामि ॥** એમ ઉચ્ચારણ કરી ઘંટાને સ્નાન કરાવવું, ને **ॐ जगद्ध्वनिमंत्रमातः स्वाहा नमः । घण्टायै नमः । सकलपूजार्थे गन्धपुष्पे समर्पयामि ॥** એમ બોલી તેને ચંદન તથા પુષ્પ ચઢાવવાં. પછી પાદ્ય, અર્ઘ્ય અને આચમનીયને સ્નાન કરાવી ચંદન તથા પુષ્પ ચઢાવવાં. એ પ્રમાણે પૂજન કરી શંખને પ્રણવવડે કલશમાંના જલથી પૂરી શંખમાંના જલવડે પોતાનું તથા પૂજાની સામગ્રીનું પ્રોક્ષણ કરવું. પછી પુનઃ તે શંખ કલશમાંના જલથી ભરીને મૂકવો.

પશ્ચાત્ નીચેના શ્લોકવડે શ્રીસદાશિવનું ધ્યાન કરવું:—

**ॐ ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचंद्रावतंसं, रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवराभीतिहस्तं प्रसन्नं । पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं, विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रं ॥**

સ્થાપેલા લિંગમાં અને પ્રથમ સંસ્કાર કરેલા ચલિતલિંગમાં પ્રાણપ્રતિષ્ઠા× તથા આવાહન* ને વિસર્જન હોય નહિ, માટે આવાહન

× પ્રાણપ્રતિષ્ઠા કરવાની અપેક્ષા હોય ત્યાં તે પાર્થિવપૂજાપ્રયોગમાં કહ્યા પ્રમાણે કરવી.

* આવાહન કરવાનું પ્રયોજન હોય ત્યાં તે નીચે પ્રમાણે કરવું:–

**ॐ भूःपुरुषं साम्बसदाशिवमावाहयामि ॥ ॐ भुवःपुरुषं साम्बसदाशिवमावाहयामि ॥ ॐ स्वःपुरुषं साम्बसदाशिवमावाहयामि ॥ ॐ भूर्भुवःस्वःपुरुषं साम्बसदाशिवमावाहयामि ॥**

તથા વિસર્જનને સ્થાને માત્ર પુષ્પાંજલિ આપવો. આવાહનને સ્થાને નીચેનો પ્રાર્થનામંત્ર બોલી પુષ્પાંજલિ અર્પણ કરવોઃ—

**स्वामिन्सर्वजगन्नाथ, यावत्पूजावसानकम् ।**

**तावत्त्वं प्रीतिभावेन, लिङ्गेऽस्मिन्संनिधो भव ॥**

પછી નીચે પ્રમાણે પૂજા× આરંભવીઃ—

**ॐ सद्योजातं प्रपद्यामि सद्योजाताय वै नमो नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । आसनं समर्पयामि ॥** એમ બોલી બીલીપત્રનું વા પુષ્પનું આસન અર્પણ કરવું. **ॐ भवे भवे नातिभवे भवस्त्र माम् । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । पाद्यं समर्पयामि ॥** એમ બોલી પાદ્યમાં દર્ભ, ગંધ, પુષ્પ અને જવસહિત જલ લઈને ચઢાવવું. **ॐ भवोद्भवाय नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । अर्घ्यं समर्पयामि ॥** એમ કહી પાદ્યમાં લખ્યા પ્રમાણે દર્ભાદિકસહિત જલ લઈ ચઢાવવું. **ॐ वामदेवाय नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । आचमनं समर्पयामि ॥** એમ બોલી આચમન અર્પણ કરવું. પછી **ॐ ज्येष्ठाय नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । स्नानं समर्पयामि ॥** એમ બોલી સ્નાન* કરાવવું.

---

× સ્ત્રીએ તથા શૂદ્રોએ **श्रीशिवाय नमः** એ મંત્રથી પૂજન કરવું. જેને અતિસંક્ષેપમાંજ પૂજન કરવું હોય તેણે પંચાક્ષરમંત્રથી સર્વ પૂજન કરવું. જેનાથી ષોડશોપચારથી પૂજન થઈ શકે એમ ન હોય તેણે ગંધ–ચંદન, પુષ્પ, ધૂપ, દીપ ને નૈવેદ્ય એ પાંચ ઉપચારથી કિંવા અભિષેક, નૈવેદ્ય ને નમસ્કાર એ ત્રણ ઉપચારથી પંચાક્ષરમંત્રવડે પૂજન કરવું. અતિઅશક્તે તો ભાવયુક્ત પુષ્પાંજલિરૂપ એક ઉપચારે પૂજન કરવુ.

* સ્નાન કરાવતી વેલા; ધૂપ, દીપ, નૈવેદ્ય ને ભૂષણ અર્પણ કરતી

અનુકૂલતા હોય તો પછી પંચામૃતવડે+ ( ગાયનાં દૂધ, દધિ ને ઘી તથા મધ ને શાકરવડે ) સ્નાન કરાવવું. તેના મંત્રાદિ નીચે પ્રમાણે છેઃ—

**पयःस्नाने विनियोगः ॥ ॐ पयः पृथिव्यां पय ओषधीषु पयो दिव्यंतरिक्षे पयो धाः। पयस्वतीः प्रदिशः संतु मह्यम् ॥ ॐ न० शि० श्रीसांब० नमः । पयःस्नानं समर्पयामि ॥** એમ બોલી દૂધવડે સ્નાન કરાવવું. **दधिस्नाने विनियोगः ॥ ॐ दधिक्राव्णो अकारिषं जिष्णोरश्वस्य वाजिनः । सुरभि नो मुखा करत्प्रण आयूंषितारिषत् ॥ ॐ न० शि० श्रीसांब० नमः । दधिस्नानं स० ॥** એમ બોલી દહિંવડે સ્નાન કરાવવું. **घृतस्नाने विनियोगः ॥ ॐ घृतं मिमिक्षे घृतमस्य योनिर्घृते श्रितो घृतं वस्य धाम । अनुष्वधमावह मादयस्व स्वाहाकृतं वृषभ वक्षि हव्यम् ॥ ॐ न० शि० श्रीसांब० नमः । घृतस्नानं स० ॥** એમ બોલી ઘીવડે સ્નાન કરાવવું. **मधुस्नाने विनियोगः ॥ ॐ मधु वाता ऋतायते मधु क्षरंति सिंधवः । माध्वीर्नः संत्वौषधीः ॥ मधु नक्तमुतोषसो मधुमत्पार्थिवं रजः ।**

---

વેલા; અને આરતી વેલા ઘંટાદિનો નાદ કરવો.

ચરલિંગ હોય તો સ્નાન કરાવ્યા પછી તેને શુદ્ધવસ્ત્રથી કોરું કરી સ્વસ્થાને સ્થાપન કરવું.

+ પંચામૃત એકત્ર કરી એકજ મંત્રથી પંચામૃતસ્નાન કરાવવું હોય તો નીચેનો મંત્ર ભણવોઃ—

**पयो दधि घृतं चैव, मधु च शर्करायुतम् ।**
**पंचामृतं मयाऽऽनीतं, स्नानार्थं प्रतिगृह्यताम् ॥**

**मधु द्यौरस्तु नः पिता ॥ मधुमान्नो वनस्पतिर्मधुमाँ अस्तु सूर्यः । माध्वीर्गावो भवंतु नः ॥ ॐ न० शि० श्रीसांब० नमः । मधुस्नानं स० ॥** એમ બોલી મધવડે સ્નાન કરાવવું.

**शर्करास्नाने विनियोगः ॥ ॐ अपाँ रसमुद्वयसं सूर्ये संतं समाहितम् । अपां रसस्य यो रसस्तं वो गृह्णाम्युत्तमम् । उपयामगृहीतोसींद्राय त्वा जुष्टं गृह्णामि । एष ते योनिरिंद्राय त्वा जुष्टतमम् ॥ ॐ न० शि० श्रीसांब० नमः । शर्करास्नानं स० ॥** એમ બોલી શાકરના જલવડે સ્નાન કરાવવું.

પછી **ॐ आपो हि ष्ठा०** એ ત્રણ મંત્રોવડે શુદ્ધોદકે સ્નાન કરાવી પછી રુદ્રમંત્રોની અગીઆર અથવા એક આવૃત્તિ અને પુરુષસૂક્તનો કિંવા શિવાથર્વશીર્ષનો ઉચ્ચાર કરી ચંદન, કેશર ને કર્પૂરાદિયુક્ત સુગંધિજલનો અભિષેક[1] કરી, **ॐ नमः शिवाय** એ મંત્રવડે સ્નાનને અંતે આચમન અર્પણ કરી, અક્ષતયુક્તજલવડે શ્રીસદાશિવના નામથી તથા શ્રીજગદંબાના નામથી તર્પણ કરવું; તે આ પ્રમાણેઃ—

**ॐ भवं देवं तर्पयामि ॥ १ ॥ ॐ शर्वं देवं तर्पयामि ॥ २ ॥ ॐ ईशानं देवं तर्पयामि ॥ ३ ॥ ॐ पशुपतिं देवं त० ॥ ४ ॥ ॐ उग्रं देवं त० ॥ ५ ॥ ॐ रुद्रं देवं त० ॥ ६ ॥ ॐ भीमं देवं त० ॥ ७ ॥ ॐ महांतं देवं त० ॥ ८ ॥**

**ॐ भवस्य देवस्य पत्नीं तर्पयामि ॥ १ ॥ ॐ शर्वस्य**

---

[1] શ્રીસદાશિવના તથા શ્રીસૂર્યના અર્ચનમાં શંખવડે મહાભિષેક ન કરવો એમ તંત્રાંતરમાં કહ્યું છે.

देवस्य पत्नीं तर्प० ॥ २ ॥ ॐ ईशानस्य देवस्य पत्नीं त० ॥ ३ ॥ ॐ पशुपतेर्देवस्य पत्नीं तर्पयामि ॥ ४ ॥ ॐ उग्रस्य देवस्य पत्नीं त० ॥५॥ ॐ रुद्रस्य देवस्य पत्नीं त० ॥ ६ ॥ ॐ भीमस्य देवस्य पत्नीं त० ॥ ७ ॥ ॐ महतो देवस्य पत्नीं त० ॥ ८ ॥

તર્પણપછી **ॐ ज्येष्ठाय नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । वस्त्रं समर्पयामि ॥** એમ બોલી વસ્ત્ર અર્પણ કરવું. પછી **ॐ नमः शिवाय** એ મંત્રવડે આચમન દેવું. પછી **ॐ रुद्राय नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । यज्ञोपवीतं सम० ॥** એમ બોલી યજ્ઞોપવીત અર્પણ કરી, પછી પંચાક્ષરમંત્રવડે આચમન અર્પણ કરવું. ત્યારપછી **ॐ कालाय नमः । ॐ नमः शिवाय श्रीसांब० नमः । चंदनं स० ॥** એમ બોલી જમણા હાથની અનામિકા તથા મધ્યમાવડે ચંદન, **ॐ कलविकरणाय नमः । ॐ नमः शिवाय श्रीसांब० नमः । अक्षतान् सम० ॥** એમ બોલી અક્ષત, અને **ॐ बलविकरणाय नमः । ॐ नमः शिवाय श्रीसांब० नमः । पुष्पाणि सम० ॥** એમ બોલી પુષ્પ અર્પણ કરવાં. એવી રીતે પુષ્પપર્યંત પૂજા થયા પછી એક સહસ્ર અથવા એક સો આઠ બિલ્વપત્ર શ્રીશિવનાં સહસ્ર કિંવા એક સો આઠ નામવડે અથવા પંચાક્ષરમંત્રવડે અર્પણ કરવાં. પછી **ॐ बलाय नमः । ॐ नमः शिवाय श्रीसांब० नमः । धूपं सम० ॥** એમ બોલી મહાદેવની આગળ ડાબી બાજુ ધૂપ, **ॐ बलप्रमथनाय नमः । ॐ नमः शिवाय श्रीसांब० नमः । दीपं सम० ॥** એમ બોલી મહાદેવના

આગળ જમણી બાજુ દીપ, અને ॐ **सर्वभूतदमनाय नमः ।** ॐ **नमः शिवाय श्रीसांब० नमः । नैवेद्यं सम० ॥** એમ બોલી શાકર અથવા ખાંડ આદિનું નૈવેદ્ય અર્પણ કરવું. પશ્ચાત્ ॐ **नमः शिवाय श्रीसांब० नमः । नैवेद्यमध्ये पूर्वापोशानं पानीयं उत्तरापोशानं हस्तप्रक्षालनं मुखप्रक्षालनं आचमनीयं च समर्पयामि ॥** એમ બોલી પૂર્વાપોશાનમાટે, પીવામાટે, ઉત્તરાપોશાનમાટે, હસ્તપ્રક્ષાલન-માટે, મુખપ્રક્ષાલનમાટે તથા આચમનમાટે જલ આપવું. પછી ॐ **नमः शिवाय श्रीसांब० नमः । करोद्वर्तनार्थे चंदनं समर्पयामि ॥** એમ ઉચ્ચારણ કરી હાથ શુદ્ધ કરવા ચંદન અર્પણ કરવું. પછી ॐ **मनोन्मनाय नमः ।** ॐ **नमः शिवाय श्रीसांब० नमः । तांबूलं सम० ॥** એમ બોલી તાંબૂલ[1] અર્પણ કરી પછી પંચાક્ષરમંત્રવડે તથા નીચેના મંત્રવડે* આરતી કરવીઃ—

ॐ ये देवासो दिव्येकादश स्थ पृथिव्यामध्येकादश

---

૧ તાંબૂલ અર્પણ કર્યા પછી ફૂલ તથા દક્ષિણા અર્પણ કરવાં હોય તો તે નીચે પ્રમાણે બોલીને અર્પણ કરવાંઃ—

**ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । फलं समर्पयामि ॥ ॐ नमः शिवाय श्रीसांबदाशिवाय नमः । दक्षिणां समर्पयामि ॥**

* કોઇ નીચેના મંત્રથી પણ આરતી કરે છેઃ—

**ॐ अग्निर्देवता वातो देवता सूर्यो देवता चंद्रमा देवता वसवो देवता रुद्रा देवताऽऽदित्या देवता मरुतो देवता विश्वेदेवा देवता बृहस्पतिर्देवतेंद्रो देवता वरुणो देवता ॥**

स्थ । अप्सुक्षितो महिनैकादश स्थ । ते देवासो यज्ञमिमं जुषध्वम् ॥

પછી ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः ॥ એ મંત્રથી પ્રદક્ષિણા કરવી. શ્રીસદાશિવને જે પ્રદક્ષિણા કરવાની તેમાં પ્રથમ સવ્યમાર્ગવડે જલાધારીપર્યંત જવું, ને પછી ત્યાંથી પાછું ફરી અપસવ્યે જલાધારીપર્યંત જવું; પણ જલાધારીનું ઉલ્લંઘન કરવું નહિ પ્રદક્ષિણાનો એ પ્રકાર સ્થિરલિંગમાં જાણવો. ચરલિંગમાં સવ્યમાર્ગવડે પ્રદક્ષિણા કરવી. પશ્ચાત્ હાથમાં પુષ્પો લઇ ઊભા થઈ નીચેના મંત્રો બોલીને મંત્રપુષ્પો સમર્પણ કરવાં:—

हरिः ॐ । यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् । ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥ ॐ राजाधिराजाय प्रसह्यसाहिने । नमो वयं वैश्रवणाय कुर्महे । स मे कामान्कामकामाय मह्यं । कामेश्वरो वैश्रवणो ददातु । कुबेराय वैश्रवणाय महाराजाय नमः ॥ ॐ स्वस्ति । साम्राज्यं भौज्यं स्वाराज्यं वैराज्यं पारमेष्ठ्यं राज्यं माहाराज्यमाधिपत्यमयं समन्तपर्यायी स्यात्सार्वभौमः सार्वायुष आन्तादापरार्धात् । पृथिव्यै समुद्रपर्यन्ताया एकराडिति । तदप्येष श्लोकोऽभिगीतो मरुतः परिवेष्टारो मरुत्तस्यावसन्गृहे । आविक्षितस्य कामप्रेर्विश्वेदेवाः सभासद इति ॥ ॐ विश्वतश्चक्षुरुत विश्वतोमुखो

विश्वतोबाहुरुत विश्वतस्पात् । सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः ॥ ॐ ईशानः सर्वविद्यानामीश्वरः सर्वभूतानां । ब्रह्माधिपतिर्ब्रह्मणोऽधिपतिर्ब्रह्मा शिवो मे अस्तु सदाशिवोम् ॥ ॐ नमः शिवाय श्रीसांब० नमः । मंत्रपुष्पं सम० ॥

એ રીતે મંત્રપુષ્પપર્યંત પૂજા થયા પછી ॐ भवाय देवाय नमः ॥ १ ॥ ॐ शर्वाय देवाय नमः ॥ २ ॥ ॐ ईशानाय देवाय नमः ॥ ३ ॥ ॐ पशुपतये देवाय नमः ॥ ४ ॥ ॐ उग्राय देवाय नमः ॥ ५ ॥ ॐ रुद्राय देवाय नमः ॥ ६ ॥ ॐ भीमाय देवाय नमः ॥ ७ ॥ ॐ महते देवाय नमः ॥८॥ એ પ્રમાણે આઠ, અને ॐ भवस्य देवस्य पत्न्यै नमः ॥ १ ॥ ॐ शर्वस्य देवस्य पत्न्यै नमः ॥ २ ॥ ॐ ईशानस्य देवस्य पत्न्यै नमः ॥ ३ ॥ ॐ पशुपतेर्देवस्य पत्न्यै नमः ॥ ४ ॥ ॐ उग्रस्य देवस्य पत्न्यै नमः ॥ ५ ॥ ॐ रुद्रस्य देवस्य पत्न्यै नमः ॥ ६ ॥ ॐ भीमस्य देवस्य पत्न्यै नमः ॥ ७ ॥ ॐ महतो देवस्य पत्न्यै नमः ॥ ८ ॥ એ પ્રમાણે આઠ, એમ સોળ નમસ્કાર ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । नमस्कारान् समर्पयामि ॥ એમ બોલી, નિવેદન કરી, [1]શિવપંચાક્ષરમંત્રનો એક સો આઠ વાર જપ કરી, નીચેના શ્લોકવડે શ્રીસદાશિવની પ્રાર્થના કરવીઃ—

[1] શિવપંચાક્ષરમંત્રના ઋષિ વામદેવ, છંદ અનુષ્ટુપ્ ને દેવતા શ્રીસદાશિવ છે. તેનો જપમાં વિનિયોગ છે.

अपराधसहस्राणि, क्रियतेऽहर्निशं मया । दासोऽहमिति मां ज्ञात्वा, क्षमस्व परमेश्वर ॥ १ ॥ आवाहनं न जानामि, न जानामि विसर्जनं । पूजनं च न जानामि, त्वं गतिः परमेश्वर ॥

પછી अनेन पूजनेन श्रीसांबसदाशिवः प्रीयतां न मम ॥ એમ બોલી તે પૂજા અર્પણ કરવી.

## ॥ इति शिवपूजनविधि* ॥

## ॥ पार्थिवपूजाप्रयोग ॥

પ્રથમ દેહની આવશ્યક ક્રિયા કરી, સ્નાન આદિથી પવિત્ર થઇ, ભસ્મનાં ત્રિપુંડ્ર તથા રુદ્રાક્ષ ધારણ કરી, સંધ્યાવંદનાદિ નિત્યકર્મ કરી, ઇંદ્રિયોને નિયમમાં રાખી, બ્રહ્મચર્ય પાળી, શ્વેતવસ્ત્ર પહેરી, ઉત્તરદિશા-ભણી જઇ, પવિત્ર જગામાં પથ્થર, જીવાત, વાળ, હાડકાં અને રેતી આદિના દોષથી રહિત માટી જોઇને, તે જગાએ ॐ भूम्यै

* પ્રાતઃકાલે, મધ્યાહ્નકાલે તથા સાયંકાલે એમ ત્રિકાલ દેવ-પૂજન કરવું જોઇએ. અશક્ત હોય તેણે પ્રાતઃકાલમાં વિસ્તારથી વિધિપૂર્વક પૂજન કરી મધ્યાહ્ને તથા સાયંકાલે પુષ્પાંજલિ અર્પણ કરીને પૂજન કરવું જોઇએ.

ગૃહસ્થે પોતાના ઘરમાં બે શિવલિંગનું, ત્રણ ગણેશનું, બે શંખનું, બે સૂર્યનું, ત્રણ શક્તિનું, બે ચક્રનું ને બે શાલિગ્રામશિલાનું અર્ચન ન કરવું.

**नमः । सकलपूजार्थे गन्धाक्षतपुष्पाणि समर्पयामि ॥** એ મંત્રે ચંદનાદિવડે ભૂમિનું પૂજન કરી, **ॐ भूम्यै नमः** એ મંત્રે પૃથ્વીને નમસ્કાર કરી, ઈશાનખૂણામાંના ભાગની માટી શસ્ત્રવડે ( કોશ આદિવડે ) ખોદી, આઠ આંગળની ઉંડાઇસુધીની માટીને કાઢી નાંખી, **ॐ । उद्धृतासि वराहेण, कृष्णेन शतबाहुना । मृत्तिके त्वां च गृह्णामि, प्रजया च धनेन च ॥** એ મંત્રથી અંતરની શુદ્ધ માટી લઈ, માર્ગમાં શૂદ્ર આદિનો સ્પર્શ ન થાય તેમ વિનાબોલ્યે ઘેર આવી, પવિત્ર જગામાં તે માટીને મૂકવી. પછી પૂજાની સર્વ સામગ્રી લઇ, દર્ભાસન પાથરી, તે ઉપર અજિન, ( મૃગચર્મ, ) અને તે ઉપર ગૃહસ્થે ઊનનું ને વિરક્તે ઊનનું કિંવા સૂત્રનું વસ્ત્ર રાખી, તે આસનઉપર ઉત્તરદિશાસામે બેસી, આચમન કરી, પછી **ॐ । पृथ्वि त्वया धृता लोका, देवि त्वं विष्णुना धृता । त्वं च धारय मां देवि, पवित्रं कुरु चासनम् ॥** એ મંત્રથી ભૂમિની પ્રાર્થના કરી, **ॐ । अपसर्पन्तु ते भूता, ये भूता भुवि संस्थिताः । ये भूता विघ्नकर्तारस्ते नश्यन्तु शिवाज्ञया ॥** એ મંત્ર ભણી વિઘ્ન કરનારાં સત્ત્વોને દૂર કરવા ધોળા સર્ષપ ચારે દિશામાં વેરવા. તે પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ—

**अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ममोपात्तदुरितक्षयद्वारा त्रिविधतापोपशमनार्थं श्रीसदाशिवप्रीत्यर्थं यथामिलितोपचारैः श्रीपार्थिवलिंगपूजनमहं करिष्ये ॥**

પછી નીચેનો મંત્ર બોલી લાવેલી માટીનો ભૂકો કરવો:—

ॐ । सद्योजातं प्रपद्यामि सद्योजाताय वै नमो नमः । भवे भवे नातिभवे भवस्व माम् भवोद्भवाय नमः ॥

પછી નીચેનો મંત્ર બોલી તે ભૂકો કરેલી માટીમાં જલ રેડવું:—

ॐ । वामदेवाय नमो ज्येष्ठाय नमः श्रेष्ठाय नमो रुद्राय नमः कालाय नमः कलविकरणाय नमो बलविकरणाय नमो बलाय नमो बलप्रमथनाय नमः सर्वभूतदमनाय नमो मनोन्मनाय नमः ॥

પછી નીચેના મંત્રથી જલ અને માટીને એકઠાં કરવાં:—

ॐ । अघोरेभ्योऽथ घोरेभ्यो घोरघोरतरेभ्यः सर्वेभ्यः सर्व शर्वेभ्यो नमस्ते अस्तु रुद्ररूपेभ्यः ॥

પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી તેનો પિંડો કરવો:—

ॐ । तत्पुरुषाय विद्महे महादेवाय धीमहि । तन्नो रुद्रः प्रचोदयात् ॥

પછી નીચેનો મંત્ર ભણી મેખલાસહિત ( જલાધારીસહિત ) અંગૂઠાજેવડું કિંવા તેથી મોટું અખંડિત લિંગ બનાવવું:—

ॐ । ईशानः सर्वविद्यानामीश्वरः सर्वभूतानां । ब्रह्माधिपतिर्ब्रह्मणोऽधिपतिर्ब्रह्मा शिवो मे अस्तु सदाशिवोम् ॥

પછી ૐ સદ્યઃસમસ્તાઘનાશન ! ॥ એ મંત્રે મસ્તકવડે તેને નમસ્કાર કરી, પવિત્ર કરેલા ડાબા હાથમાં, અથવા વેદિકાઉપર, (ચોખંડા સ્થંડિલઉપર,) અથવા તાંબાના પાત્રમાં બિલ્વપત્ર મૂકી, તે ઉપર અક્ષત (જવ ને તેના અભાવે ચોખા) તથા પુષ્પસહિત લિંગનું સ્થાપન કરી, પછી તેને જમણા હાથની અનામિકાનો (ત્રીજી આંગળીનો) સ્પર્શ કરી, નીચેના મંત્રથી તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરવીઃ—

**ૐ आँ ह्रीँ क्रौँ यँ रँ लँ वँ शँ षँ सँ हँ सँः शिवस्य प्राणाः । जीवः । शिवस्य सर्वेन्द्रियाणि इहागत्य सुखं चिरं तिष्ठंतु स्वाहा । शिवे ।गच्छेह तिष्ठ ॥**

એ રીતે પ્રાણપ્રતિષ્ઠા કરી, પુષ્પસહિત જલવડે લિંગમાં શ્રીમહાદેવનું નીચેના મંત્રથી આવાહન કરવુંઃ—

**ॐ भूःपुरुषमावाहयामि । ॐ भुवःपुरुषमावाहयामि । ॐ सुवःपुरुषमावाहयामि । ॐ भूर्भुवःसुवःपुरुषमावाहयामि । आयातु भगवान्महादेवः ॥**

પછી નીચેના મંત્રથી તેમની પ્રાર્થના કરવીઃ—

**ॐ । स्वामिन्सर्वजगन्नाथ, यावत्पूजावसानकम् । तावत्त्वं प्रीतिभावेन, लिंगेऽस्मिन्सान्निधो भव ॥**

પછી પોતાની ડાબી બાજુએ જલથી ભરેલો કલશ મૂકવો, અને જમણી બાજુએ પૂજાની સર્વ સામગ્રી મૂકી, ॐ । **आपो वा इदꣳ सर्वं विश्वा भूतान्यापः प्राणा वा आपः पशव आपोऽन्नमापोऽमृतमापः सम्राडापो विराडापः स्वराडापश्छन्दाꣳस्यापो**

**ज्योतीꣳष्यापो यजूꣳष्यापः सत्यमापः सर्वा देवता आपो भूर्भुवः सुवराप ओम् ॥** એ મંત્રે જલના કલશનું અભિમંત્રણ કરી, ગંધાક્ષતવડે તેનું પૂજન કરી, નીચેના મંત્રોથી કલશમાં દેવાદિનું આવાહન કરવું:—

ॐ कलशस्य मुखे विष्णुः, कंठे रुद्रः समाश्रितः। मूले तत्र स्थितो ब्रह्मा, मध्ये मातृगणाः स्मृताः ॥ १ ॥ कुक्षौ तु सागराः सर्वे, सप्तद्वीपा वसुंधरा। ऋग्वेदोऽथ यजुर्वेदः, सामवेदो ह्यथर्वणः ॥ २ ॥ अंगैश्च सहिताः सर्वे, कलशं तु समाश्रिताः आयान्तु शिवपूजार्थं, दुरितक्षयकारकाः ॥ ३ ॥

પછી તે કલશમાંના જલથી ॐ **तत्पुरुषाय विद्महे महादेवाय धीमहि। तन्नो रुद्रः प्रचोदयात् ॥** એ રુદ્રગાયત્રીવડે પોતાના શરીરનું અને પૂજાસાહિત્યનું પ્રોક્ષણ કરી, નીચેના મંત્રથી શ્રીમહેશ્વરનું ધ્યાન કરવું:—

ॐ ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचंद्रावतंसं, रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवराभीतिहस्तं प्रसन्नं। पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं, विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रं ॥ १ ॥ दक्षोत्संगनिषण्णकुंजरमुखं प्रेम्णा करेण स्पृशन्, वामोरुस्थितवल्लभांकललितःस्कंदं करेण स्पृशन्। इष्टाभीतिमनोहरं करयुगं बिभ्रत्प्रसन्नाननो, भूयान्नः शरदिंदुसुंदरतनूः श्रेयस्करः शंकरः ॥ २ ॥

એ પ્રમાણે રુદ્રરૂપ આત્માનું ધ્યાન કરી **ॐ नमः शिवाय श्रीमहादेवाय । मानसिकं चंदनं कल्पयामि ॥ ॐ नमः शिवाय श्रीमहादेवाय । मानसिकं पुष्पं कल्पयामि ॥ ॐ नमः शिवाय श्रीमहादेवाय । मानसिकं धूपं कल्पयामि ॥ ॐ नमः शिवाय श्रीमहादेवाय । मानसिकं दीपं कल्पयामि ॥ ॐ नमः शिवाय श्रीमहादेवाय । मानसिकं नैवेद्यं कल्पयामि ॥** એ રીતે ઉચ્ચારણ કરી, માનસિક ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્યવડે અર્ચન કરી, પછી નાકના ડાબા છિદ્રના માર્ગવડે મને ચિંતવેલા શિવને પુષ્પના પ્રક્ષેપવડે લિંગમાં આવ્યા એમ ભાવના કરી પછી તેમનું પૂજન કરવું.

પ્રથમ **ॐ सद्योजातं प्रपद्यामि सद्योजाताय वै नमो नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । आसनं समर्पयामि ॥** એ પ્રમાણે બોલી પુષ્પ આદિનું આસન અર્પણ કરવું. પછી **ॐ । यो रुद्रो अग्नौ यो अप्सु य ओषधीषु यो रुद्रो विश्वाभुवना विवेश तस्मै रुद्राय नमो अस्तु ॥** આ યજુષાવડે ( છંદવિનાની ઋચાવડે ) પાદ્યપાત્રનું અભિમંત્રણ કરી, પછી તે પાત્રનું પ્રક્ષાલન કરી, તે પાત્રને આગ્ર એટલે પૂર્વમાં અગ્ર રહે તેમ પવિત્રાંઉપર ( દર્ભના મધ્યભાગવર્જિત–પડખાના દર્ભના–દશ દશ આંગળના બે કટકાઉપર ) મૂકી, તેમાં જલ રેડી, પુનઃ એજ ઋચાવડે તે જલનું અભિમંત્રણ કરી, પવિત્રાંસહિત પાદ્યપાત્ર સૂર્યને બતાવી તે પાદ્યપાત્ર **ॐ भवे भवे नातिभवे भवस्व माम् । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । पाद्यं समर्पयामि ॥** એ મંત્રવડે અર્પણ કરવું. પછી એવીજ રીતે પૂર્વની યજુષાવડે અર્ઘ્ય સિદ્ધ કરી, પછી **ॐ भवोद्भवाय नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय**

**नमः । अर्घ्यं समर्पयामि ॥** એ મંત્રથી તે અર્પણ કરવો. પછી ફરી પાદ્યપાત્રપ્રમાણે આચમનીયપાત્ર સિદ્ધ કરી, ॐ **वामदेवाय नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । आचमनं सम० ॥** એ મંત્રથી આચમન અર્પણ કરવું. પછી ॐ **ज्येष्ठाय नमः । ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । मधुपर्कं सम० ॥** એ મંત્રથી મધુપર્ક[1] અર્પણ કરવો. ત્યારપછી પંચામૃતસ્નાન કરાવવું. પંચામૃતસ્નાનનો વિધિ શ્રીશિવપૂજનવિધિમાં આપેલો છે, માટે તે ત્યાં જુઓ. પછી નીચેના ત્રણ મંત્રોવડે શુદ્ધોદકસ્નાન[2] કરાવવું:—

ॐ । आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥१॥ ॐ । यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः । उशतीरिव मातरः ॥ २ ॥ ॐ । तस्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥३॥ ॐ नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । शुद्धोदकस्नानं सम०॥

પછી ॐ **नमः शिवाय श्रीसांबसदाशिवाय नमः । आचमनं सम० ॥** એમ બોલી આચમન અર્પણ કરવું. તે પછી સાંગ-

---

૧ દૂધ, દહિં, ઘી, મધ ને શાકર.

૨ મંત્ર ભણીને શુદ્ધોદકમાં પુષ્પ બોળીને તે છાંટવું. પંચામૃતસ્નાન પણ તેજ પ્રમાણે પ્રત્યેક વસ્તુમાં પુષ્પ બોળીને તે છાંટીને કરાવવું. અભિષેક પણ સુગંધી જલમાં પુષ્પ બોળીને તે છાંટીને કરાવવો.

રુદ્રીયવડે સુગંધયુક્ત જલથી અભિષેક કરવો, અને પશ્ચાત્ ૐ **भूर्भुवः स्वः** એ વ્યાહૃતિઓવડે શ્રીશિવની ફરતું પ્રદક્ષિણાવર્તન જલનું સિંચન કરી, પછી જલવડે નીચેના આઠ મંત્રોથી પ્રત્યેક મંત્રે તર્પણ કરવું:—

**ॐ भवं देवं तर्पयामि ॥ १ ॥ ॐ शर्वं देवं त० ॥ २ ॥ ॐ ईशानं देवं त० ॥ ३ ॥ ॐ पशुपतिं देवं त० ॥ ४ ॥ ॐ उग्रं देवं त० ॥ ५ ॥ ॐ रुद्रं देवं त० ॥ ६ ॥ ॐ भीमं देवं त० ॥ ७ ॥ ॐ महान्तं देवं त० ॥ ८ ॥**

પછી ૐ **अग्न्याय नमः । ॐ न० शि० श्रीसां० न० । वस्त्रं स० ॥ वस्त्राचमनं सम०** ॥ એમ બોલી વસ્ત્ર તથા આચમન અર્પણ કરવાં. પશ્ચાત્ ૐ **रुद्राय नमः । ॐ न० शि० श्रीसां० न० । उपवीतं सम०** ॥ એમ બોલી જનોઇ અર્પણ કરવું. પછીથી નીચેના આઠ મંત્રોવડે ક્રમથી આઠ પુષ્પો ચઢાવવાં:—

**ॐ भवाय देवाय नमः ॥ १ ॥ ॐ शर्वाय देवाय नमः ॥ २ ॥ ॐ ईशानाय देवाय नमः ॥ ३ ॥ ॐ पशुपतये देवाय नमः ॥ ४ ॥ ॐ उग्राय देवाय नमः ॥ ५ ॥ ॐ रुद्राय देवाय नमः ॥ ६ ॥ ॐ भीमाय देवाय नमः ॥ ७ ॥ ॐ महते देवाय नमः ॥ ८ ॥**

પછી નીચેના મંત્રોવડે ક્રમથી ચંદનાદિ ઉપચારો અર્પણ કરવા:—

**ॐ कालाय नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । चंदनं**

**समर्पयामि ॥** એમ બોલી ચંદન ચઢાવવું. **ॐ कलविकरणाय नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । अक्षतान् समर्पयामि ॥** એમ બોલી અક્ષત ચઢાવવા. **ॐ बलविकरणाय नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । बिल्वपत्राणि पुष्पाणि च समर्पयामि ॥** એમ બોલી બીલીપત્રો તથા પુષ્પો ચઢાવવાં. **ॐ बलाय नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । धूपं समर्पयामि ॥** એમ બોલી દેવની આગળ ડાબી બાજુએ ધૂપ મૂકવો. **ॐ बलप्रमथनाय नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । दीपं समर्पयामि ॥** એમ બોલી દેવની આગળ જમણી બાજુએ ઘીનો દીવો મૂકવો. **ॐ सर्वभूतदमनाय नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । नैवेद्यं समर्पयामि ॥** એમ ઉચ્ચારણ કરી શાકર આદિનું નૈવેદ્ય ધરવું. **ॐ मनोन्मनाय नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । आचमनं समर्पयामि ॥** એમ બોલી આચમન અર્પણ કરવું. **ॐ शंभवे नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । तांबूलं समर्पयामि ॥** એમ બોલી તાંબૂલ અર્પણ કરવું. **ॐ शंभवे नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । प्रदक्षिणां समर्पयामि ॥** એમ ઉચ્ચારણ કરી પ્રદક્ષિણા કરી તે અર્પણ કરવી. **ॐ शंभवे नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । नीराजनं समर्पयामि ॥** એમ બોલી કપૂરની આરતી કરવી. **ॐ शंभवे नमः । ॐ नमः शिवाय श्रीसां० नमः । नमस्कारान् समर्पयामि ॥** એમ બોલી ત્રણ નમસ્કાર કરી તે અર્પણ કરવા.

પછી નીચેના મંત્રોવડે લિંગની ફરતા પૂર્વથી માંડી અગ્નિખૂણા-

સુધી ક્રમથી આઠ દિશામાં અપ્રદક્ષિણાવર્તન ( અવળા ) અક્ષત છાંટવાઃ—

પૂર્વમાં:—ॐ **भवाय क्षितिमूर्तये नमः** ॥ १ ॥ ઈશાનકોણમાં:—ॐ **शर्वाय जलमूर्तये नमः** ॥२॥ ઉત્તરમાં—ॐ **ईशानाय अग्निमूर्तये नमः** ॥ ३ ॥ વાયવ્યમાં:—ॐ **पशुपतये वायुमूर्तये नमः** ॥ ४ ॥ પશ્ચિમમાં:—ॐ **उग्राय यजमानमूर्तये नमः** ॥ ५ ॥ નૈઋર્ત્યમાં:—ॐ **रुद्राय आकाशमूर्तये नमः** ॥ ६ ॥ દક્ષિણમાં:—ॐ **भीमाय सोममूर्तये नमः** ॥ ७ ॥ અગ્નિકોણમાં:—ॐ **महते सूर्यमूर्तये नमः** ॥ ८ ॥

પછી નીચે પ્રમાણે મંત્રો બોલી પ્રાર્થના કરવી:—

ॐ । नम ओङ्कारस्वरूपाय, वेदरूपाय ते नमः । अलिङ्गलिङ्गरूपाय, विश्वरूपाय ते नमः ॥ १ ॥ मोक्षदात्रे नमस्तुभ्यं, नमो नादात्मने तथा । नमः शब्दस्वरूपाय, रूपातीताय ते नमः ॥ २ ॥ त्वं माता सर्वलोकानां, त्वमेव जगतः पिता । त्वं भ्राता त्वं सुहृन् मित्रं, त्वं प्रियः प्रियरूपधृक् ॥ ३ ॥ त्वं गुरुस्त्वं गतिः साक्षी, त्वं पिता त्वं पितामहः । नमस्ते भगवन् रुद्र, भास्करामिततेजसे ॥ ४ ॥ संसारसागरे मग्नं, मामुद्धर शिवाव्यय । अनेन पूजनेन त्वं, वाञ्छितार्थप्रदो भव ॥ ५ ॥ दण्डवत्प्रणतो भूत्वा, स्तुत्वा चैव विशेषतः । एकाग्रप्रयतो भूत्वा, मंत्रमेतदुदीरयेत् ॥ ६ ॥ अंगहीनं

क्रियाहीनं, विधिहीनं महेश्वर। पूजितोऽसि मया देव, तत्क्षमस्वाम्बिकापते ॥७॥ अन्यथासक्तचित्तेन, क्रियाहीनेन वा विभो। मनोवाक्कायदुष्टेन, पूजितोऽसि त्रिलोचन। तत्सर्वं क्षम्यतां देव, दासे कृत्वा दयां मयि ॥ ८ ॥

એ રીતે પ્રાર્થના કરી, બની શકે તો રુદ્રસંબંધી ઋક્, યજુઃ, સામ અને અથર્વવેદના મંત્રોવડે તેમજ ઋષિ આદિ પ્રણીત સ્તોત્રો-વડે સ્તુતિ કરી, પછી યથાશક્તિ શિવપંચાક્ષરમંત્રનો જપ કરવો; અને જપ કરી રહ્યા પછી **अनेन जपेन श्रीशिवः प्रीयताम्** ॥ એ પ્રમાણે બોલી, જપ નિવેદન કરી, તે પછી **ॐ प्रयातु भगवान्महादेवः** ॥ એ મંત્ર ભણી અક્ષત છાંટીને તેમને વિસર્જન કરી, નીચેના મંત્રથી પૂજા અર્પણ કરવી:—

**ॐ। आवाहनं न जानामि। पूजां चोमापते प्रभो। क्षमस्व देवदेवेश, मामंगीकुरु शंकर ॥**

એ રીતે અર્પણ કર્યા પછી નીચેનો મંત્ર ભણી ડાબા હાથની હથેળી-વડે તે શિવલિંગનો સ્પર્શ કરવો:—

**ॐ अयं मे हस्तो भगवानयं मे भगवत्तरः। अयं मे विश्वभेषजो अयं शिवाभिमर्शनः ॥**

તે પછી શિવને નવરાવેલું નમણ પ્રસૃતિપ્રમાણનું (ચાંગળાજેટલું) ત્રણ વાર નીચેનો મંત્ર બોલીને પીવું:—

ॐ । कालमृत्युहरं पुण्यं, ब्रह्महत्याविनाशनम् । व्याधिघ्नं पुण्यदं पास्ये, शिवनिर्णेजनोदकं ॥

## ॥ इति पार्थिवपूजाप्रयोग ॥

સ્ત્રીઓએ તથા શૂદ્રોએ **શ્રીશિવાય નમઃ** ॥ એ મંત્રથી ઉપચારાદિ અર્પણ કરવા, ને પ્રયોગમાંના માત્ર પુરાણોક્તમંત્રજ ભણવા.

---

## ॥ विहित तथा निषिद्ध पुष्पादि ॥

આકડાનાં *કરેણનાં [ ૮ ] બોલસરીનાં ને ધત્તુરાનાં પુષ્પ, બીલીપત્ર, [ ૩૦ ] અશોકપુષ્પ, શમિપુષ્પ, [ ૬ ] દ્રોણપુષ્પ, નીલકમલ તથા રીંગણીનાં પુષ્પ, ને પાડળ મંદાર અઘેડા [ ૩ ] જાઇ [ ૧ ] ચંપા [ ૯ ] વાળા તગર નાગકેસર [ ૨ ] પુન્નાગ જાસોંદ મોગરા આંબા અને કસુંબાનાં પુષ્પો શ્રીશિવને પ્રિય છે. ધત્તુરાનાં અને કદંબનાં પુષ્પો શ્રીશિવજીને રાત્રિએ અર્પણ કરવાં. પુષ્પ અને પત્ર ન મળે તો અન્ન ( ચોખા, ઘઉં તથા જવ ) આદિવડે પૂજન કરવું. અમાવાસ્યા, ચોથ, નોમ, ચૌદશ, બારે સંક્રાંતિના પુણ્યકાલ, ( આગલી તથા પાછલી સોળ સોળ ઘડી, ) આઠમ અને સોમવાર એટલા દિવસે બીલીપત્ર ત્રોડવું નહિ એમ લિંગપુરાણમાં કહેલું છે.

બપોરિયો, કુંદ, માધવી, કેતકી, કોઠ, સરસડો અને લિંબડો

---

* જે પુષ્પની આગળ કોંસમાં જે આંકડા મૂકેલા છે તેટલા દિવસપછી તે પુષ્પ વાસી થાય છે એમ સમજવું.

એનાં પુષ્પો શિવપૂજનમાં નિષિદ્ધ છે. પત્રપુષ્પાદિ અર્પણ કરવાં તે પોતાની સંમુખ અને સવળાં અર્પણ કરવાં, માત્ર બીલીપત્રને પોતાની ભણી અગ્ર કરી ઊલટું ધરાવવું.

વાસી ન હોય એવાં, છિદ્રરહિત, પ્રોક્ષણ કરેલાં ને જીવડા-વિનાનાં પુષ્પોવડે ભક્તિથી શિવપૂજન કરવું. કળીઓ, કીડાઓએ ખાધેલાં, ગળી ગયેલાં, વાસી, પોતાની મેળે ખરી પડેલાં, અને મલા-દિથી બગડેલાં પુષ્પો પૂજનમાં લેવાં નહિ. પુષ્પ ન મળે તો પત્રવડે પૂજા કરવી, ને પત્રને અભાવે ફલવડે પણ પૂજા કરવી. દેવ-ને અર્પણ કરેલાં, ડાબા હાથમાં રાખેલાં, પહેરેલા ધોતીઆમાં અથવા પંચીઆમાં ગ્રહણ કરેલાં, અને જલમાં નાંખી ધોયેલાં પુષ્પો પૂજન-માં વાપરવાં નહિ. પૂજામાં વાસી પુષ્પ અને વાસી જલનો પણ ત્યાગ કરવો, પરંતુ તીર્થનું જલ વાસી હોય તો તે વર્જ્ય ન કરવું.

સોનાનાં પત્ર તથા પુષ્પ નિત્યપૂજામાં તેનાં તે ધોઇને પુનઃ ચઢાવવામાં દોષ નથી, તેમજ વસ્ત્ર અને યજ્ઞોપવીતને પણ ધોઇને પુનઃ ચઢાવવામાં દોષ નથી.



## ॥ अथ वैश्वदेवप्रयोग* ॥

આશરે સત્તાવીશ આંગળ લાંબી તથા તેટલીજ પહોળી

---

* ગૃહસ્થના ઘરમાં પાંચ હિંસાસ્થાન છે, **કંડણી** એટલે ખાંડણી-ઓ ખાંડણી ને સાંબેલું ઇત્યાદિ ખાંડવાનાં સાધનો; **પેષણી** એટલે ઘંટી છીપર ને ઉપરવટણો ઇત્યાદિ દળવા તથા વાટવાનાં સાધનો;

ભૂમિને ગોમય તથા જલથી પવિત્ર+ કરી, તે પર પવિત્ર એવા કુંડને રાખી, તેમાં જે પર પાક કર્યો હોય તે અગ્નિને ॐ भूर्भुवः

चुल्ली એટલે ચૂલા ને સગડી ઇત્યાદિ રસોઇ આદિ કરવાનાં સાધનો; जलकुंभ એટલે જલ રાખવાનાં સાધનો; ને मार्जनी એટલે વાસીદું કાઢવાનાં તથા લિંપવાનાં સાધનો. એ સ્થલોમાં નિત્યપ્રતિ અજાણતાં ઝીણા જંતુઓની હિંસા થવાનો સંભવ છે. તેના નિવારણમાટે ગૃહસ્થે નિત્યપ્રતિ પાંચ મહાયજ્ઞ કરવા જોઇએ. દેવયજ્ઞ ( દેવોને નિમિત્તે અગ્નિમાં હોમ કરવો તે,) ભૂતયજ્ઞ, (ભૂતોને બલિ દેવા તે, ) પિતૃયજ્ઞ, (પિતૃને બલિ આપવો તે,) બ્રહ્મયજ્ઞ ( વેદાદિનું અધ્યયન કરવુંકરાવવું તે ) ને મનુષ્યયજ્ઞ (મનુષ્યને અન્ન આપવું તે) એ પાંચ મહાયજ્ઞનાં નામો છે.

વૈશ્વદેવનો કુંડ દશ આંગળ લાંબો, ને ચાર આંગળ પહોળો, અથવા બાર આંગળ લાંબોપહોળો, ૭ આંગળ ઉંચો ને બે આંગળની ફરતી મેખલા તથા ચાર આંગળના ગર્તવાળો તાંબાનો કરાવવો. સ્થંડિલ કરવું હોય તો તે પણ તેવડુંજ કરવું.

સાગ્નિક હોય તેણે ગૃહ્યાગ્નિમાંથી પ્રજ્વલિત કાષ્ઠ લઇ, રસોડામાં અગ્નિ પ્રદીપ્ત કરી, તે ઉપર સર્વપાક સિદ્ધ કરી, પછી રસોડાનો અગ્નિ લઇ તે ગૃહ્યાગ્નિમાં મેળવી, તે પર વૈશ્વદેવ કરવો. જેને સ્ત્રી ન હોય, જે અનગ્નિ કિંવા પ્રવાસી હોય, અથવા અગ્નિ ઉચ્છિન્ન થઇ ગયા હોય, તો તેણે લૌકિકાગ્નિ લાવી, તેની પ્રતિષ્ઠા કરી, સાવિત્રીમંત્રવડે કિંવા સાવિત્રી આદિ ત્રણ મંત્રોથી વાંસની નલિથી તેને પ્રદીપ્ત કરી, તે અગ્નિપર નિત્યનો ઔપાસનહોમ કરી, પછી તે અગ્નિના ઉપર પાક કરી વૈશ્વદેવ કરવો. આ પ્રમાણે કરવામાં અસમર્થ હોય તેણે તો જે અગ્નિઉપર પાક કર્યો હોય તે અગ્નિનું સ્થાપન કરી, ધ્યાન કરી, પૂજા કરવી, ને પછી તે પર વૈશ્વદેવ કરવો.

જો કોઇ નિઘને ઘેરથી અગ્નિ લાવવામાં આવેલો હોય તો ત્રણ વાર

**સ્વરોમ્** એ મંત્રવડે સ્થાપન કરી, તથા તેની પાસે ધીવાળો ભાત તાંબાના પાત્રમાં રાખી, પછી કુંડ સંમુખ રહે એવી રીતે પૂર્વભણી મુખ રાખીને બેસી, આચમન લઇ, પ્રાણાયામ કરી, નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

---

ભિન્ન ભિન્ન છાણાં સળગાવી ત્રીજો અગ્નિ પાકસિદ્ધિમાટે ગ્રહણ કરવો.

કોદ્રા, ચણા, અડદ, મસૂર, કળથી, બધા ખાર તથા સર્વ પ્રકારનાં લૂણ એ પદાર્થ વૈશ્વદેવમાંત્ર જર્ય કરવા, ને તેલ તથા ક્ષાર ઇત્યાદિથી રહિત અને ઘૃતયુક્ત જે હવિષ્યાન્ન હોય તેનો વૈશ્વદેવમાં ઉપયોગ કરવો.

સૂતકમાં પંચમહાયજ્ઞ ન કરવા. સાથે રહેલા ભાઇઓની એક રસોઇ થતી હોય તો પૃથક્ પૃથક્ વૈશ્વદેવ કરવો નહિ; વહેંચણ કર્યા પછી પાક એક હોય તોપણ બીજું હવિષ્ય દ્રવ્ય લઇ પૃથક્ વૈશ્વદેવ કરવો. એકાદશી ઇત્યાદિ દિવસે જ્યારે પાક ન કર્યો હોય ત્યારે ચોખા, દૂધ, દહિં, ઘી, ફલ અથવા જલાદિવડે વૈશ્વદેવ કરવો. જલે કરી કરવો તે જલમાં અંજલિવડે કરવો. બલિ પણ જલનાજ મૂકવા. પ્રવાસમાં હોય તેણે ઘેર પુત્રાદિદ્વારા વૈશ્વદેવ કરાવવો. ઘેર કોઇ વૈશ્વદેવ કરે એમ ન હોય તો પ્રવાસમાં પોતેજ વૈશ્વદેવ કરવો.

વૈશ્વદેવ કર્યા પહેલાં સંન્યાસી કે બ્રહ્મચારી ભિક્ષા લેવા આવે તો વૈશ્વદેવને માટે અન્ન પૃથક્ કાઢી લઇ તેમને ભિક્ષા આપી વિદાય કરવા.

+કેટલાક પ્રયોગકારો પારસ્કર ગૃહ્યસૂત્રના પ્રથમકાંડની પહેલી કાંડિમાં ગૃહ્યસ્થાલીપાકકર્મમાં કહેલા પરિસમૂહન, ઉપલેપન, ઉલ્લેખન, ઉદ્ધરણ ને અભ્યુક્ષણ એ પાંચ ભૂસંસ્કારો આ જગાએ કરવાનું કહે છે. જેઓ એ પ્રમાણે કરવા પ્રસન્ન હોય ને શ્રૌતસ્માર્ત અગ્નિપર વૈશ્વદેવ કરતા હોય તેમણે તેમ કરવું; કિંતુ જેઓ લૌકિક અગ્નિપર પાક કરી તે અગ્નિપર વૈશ્વદેવ કરતા હોય તેમને આટલી શુદ્ધિ કરવી ઓછી નથી; તેમજ પવિત્રતાનો મૂલ હેતુ પણ આથી સારી રીતે સચવાઇ રહે છે.

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ मम गृहे पञ्चसूनाजनितसकलदोषपरिहारपूर्वकं नित्यकर्मानुष्ठानसिद्धिद्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थं पञ्चमहायज्ञैरहं यक्ष्ये ॥

[ જે નિરગ્નિક હોય તેણે બની શકે તો પ્રથમ લૌકિક અગ્નિ લાવી, તે પર નીચેની રીતે હોમ કરી, પછી તે પર પાક કરી, વૈશ્વદેવ કરવો. તેમાં પ્રથમ નીચેના મંત્રથી લૌકિકાગ્નિ લાવવો:—

ॐ अन्वग्निरुषसामग्रमख्यदन्वहानि प्रथमो जातवेदाः । अनु सूर्यस्य पुरुत्रा च रश्मीननु द्यावापृथिवी आततंथ ॥

પછી ગોમય અને જલથી પવિત્ર કરેલી ભૂમિપર રાખેલા પવિત્ર કુંડમાં નીચેના મંત્રવડે પાવકનામના અગ્નિને સ્થાપન કરવો:-

ॐ । पृष्टो दिवि पृष्टो अग्निः पृथिव्यां पृष्टो विश्वा ओषधीराविवेश । वैश्वानरः सहसा पृष्टो अग्निः स नो दिवा सरिषस्पातु नक्तम् ॥

પછી નિત્યહોમના પ્રાતર્હોમપ્રમાણે સંકલ્પ કરવો.

પછી નીચેના ત્રણ મંત્રો ભણી વાંસની ભુંગળીથી અગ્નિ પ્રજ્વલિત કરવો:-

ॐ । ताꣳ सवितुर्वरेण्यस्य चित्रामाहं वृणे सुमतिं विश्व-

जन्याम् यामस्य कण्वो अदुहत्मपीनाऽ सहस्रधारां पयसा महीं गाम ॥ १ ॥ ॐ । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात् ॥ २ ॥ ॐ विश्वानि देव सवित-र्दुरितानि परासुव । यद्भद्रं तन्न आसुव ॥ ३ ॥

પછી પ્રજ્વલિત કરેલા અગ્નિમાં નિત્યહોમમાં કહ્યા પ્રમાણે અક્ષતાદિનો હોમ કરી, પછી તેને ચૂલામાં નાંખી, તે પર પાક કરવો, ને પાક થઇ રહ્યા પછી તે અગ્નિને કુંડમાં સ્થાપન કરી તે પર વૈશ્વ-દેવ કરવો. જેનાથી હોમ ન થઇ શકે તેણે પ્રથમનો સંકલ્પ કર્યા પછી હવે પછી કહેવામાં આવે છે તે રીતે માત્ર વૈશ્વદેવજ કરવો. ]·

પછી જમણા હાથની અનામિકામાં કુશપવિત્ર ધારણ કરી, કુંડમાં-ના અગ્નિને વાંસની ભુંગળીથી ફુંકી, પ્રજ્વલિત કરી, પશ્ચાત્ નીચેના પહેલા મંત્રવડે અગ્નિનું ધ્યાન ને બીજા મંત્રવડે અગ્નિનું આવાહન કરવું:—

ॐ चत्वारि शृंगा त्रयो अस्य पादा द्वे शीर्षे सप्त हस्ता-सो अस्य । त्रिधा बद्धो वृषभो रोरवीति महो देवो मर्त्यांऽ आविवेश ॥ १ ॥ ॐ एषो ह देवः प्रदिशोऽनु सर्वाः पूर्वो ह जातः स उ गर्भे अंतः । स एव जातः स जनिष्यमाणः प्र-त्यङ्जनास्तिष्ठति सर्वतोमुखः ॥ २ ॥

પશ્ચાત્ ॐ पावकनाम्ने वैश्वानराय नमः । ॐ अग्नये नमः गंधं समर्पयामि । ॐ अग्नये नमः अक्षतान्पुष्पं च समर्पयामि ॥

એમ બોલી અગ્નિનું ગંધ, અક્ષત તથા પુષ્પવડે પૂજન કરવું. તે પછી ॐ **अग्नये नमो नमः** ॥ એમ બોલી જમણા હાથમાં જલ લઇ કુંડમાંના અગ્નિને *પર્યુક્ષણ કરવું. પછી ॐ **अग्ने शांडिल्यगोत्र मेषध्वज प्राङ्मुख संमुखो भव** ॥ એમ કહી નીચેના મંત્રોવડે પ્રથમ લાવી રાખેલા ઘૃતયુક્ત અન્નનું ગાયત્રીમંત્રથી પ્રોક્ષણ કરી, તે અન્નવડે કુંડમાંના પ્રદીપ્ત અગ્નિમાં ×આહુતિઓ દેવી:—

**ॐ भूः स्वाहा । इदमग्नये न मम ॥ १ ॥ ॐ भुवः स्वाहा । इदं वायवे न मम ॥२॥ ॐ स्वः स्वाहा । इदं सूर्याय न मम ॥ ३ ॥ ॐ भूर्भुवः स्वः स्वाहा । इदं प्रजापतये न मम ॥ ४ ॥ ॐ देवकृतस्यैनसोऽवयजनमसि स्वाहा । इदमग्नये न मम ॥ ५ ॥ ॐ मनुष्यकृतस्यैनसोऽवयजनमसि स्वाहा । इदमग्नये न मम ॥ ६ ॥ ॐ पितृकृतस्यैनसोऽवयजनमसि स्वाहा । इदमग्नये न मम ॥ ७ ॥ ॐ आत्मकृतस्यैनसोऽवयजनमसि स्वाहा । इदमग्नये न मम ॥ ८ ॥ ॐ एनस एनसोऽवयजनमसि स्वाहा । इदमग्नये न मम ॥ ९ ॥**

---

* જલવડે ઇશાનખૂણાથી પ્રદક્ષિણાવર્તન આરંભ કરી ઇશાનખૂણાસુધી ધારા દેવી; પછી ખાલી હાથ અવળો ઇશાનખૂણાસુધી લઇ જવો તે પર્યુક્ષણ કહેવાય છે.

× આહુતિઓ બોર અથવા આંબળાજેવડી જમણા હાથની મધ્યમા, અનામિકા ને અંગૂઠાવડે કુંડમાંના પ્રજ્વલિત અગ્નિમાં આપવી. આ આહુતિઓ જમણો ગોઠણ વાળી રાખીને આપવાની છે.

**ॐ यच्चाहमेनो विद्वाँश्चकार यच्चाविद्वाँस्तस्य सर्वस्यैनसोऽवयजनमसि स्वाहा । इदमग्नये न मम ॥ १० ॥ ॐ प्रजापतये स्वाहा । इदं प्रजापतये न मम ॥ ११ ॥ ॐ अग्नये स्विष्टकृते स्वाहा । इदमग्नये स्विष्टकृते न मम ॥१२॥ इति देवयज्ञ ॥** *

પછી તે અગ્નિના પશ્ચિમભાગમાં ભૂમિપર ચાર આંગળનું કિંવા એક વેંતનું મંડલ જલથી કરી તે પર ચાર પૂર્વાગ્ર દર્ભ પાથરી, તે પર નીચે પ્રમાણે બલિહરણ કરવું:—

દક્ષિણભણી:—ॐ **धात्रे नमः । इदं धात्रे न मम ॥ १ ॥** ઉત્તરભણી:—ॐ **विधात्रे नमः । इदं विधात्रे न मम ॥ २ ॥** પૂર્વભણી:—ॐ **वायवे नमः । इदं वायवे न मम ॥ ३ ॥** દક્ષિણભણી:—ॐ **वायवे नमः । इदं वायवे न मम ॥ ४ ॥** પશ્ચિમભણી:—ॐ **वायवे नमः । इदं वायवे न मम ॥ ५ ॥** ઉત્તર—

* પારસ્કરગૃહ્યસૂત્રમાં દેવયજ્ઞમાં સાગ્નિકને નીચે પ્રમાણે પાંચ આહુતિઓ આપવાનું કહ્યું છે:—

**ॐ ब्रह्मणे स्वाहा । इदं ब्रह्मणे न मम ॥ ॐ प्रजापतये स्वाहा । इदं प्रजापतये न मम ॥ ॐ गृह्याभ्यः स्वाहा । इदं गृह्याभ्यो न मम ॥ ॐ कश्यपाय स्वाहा । इदं कश्यपाय न मम ॥ ॐ अनुमतये स्वाहा । इदं अनुमतये न मम ॥**

ઉપર જે દ્વાદશ આહુતિઓ જણાવી છે તે **શ્રીવ્યાસ** તથા **શ્રીવસિષ્ઠ**ના વચનાનુસાર નિરગ્નિકને માટે છે.

ભણીઃ—ॐ वायवे नमः । इदं वायवे न मम ॥६॥ પૂર્વભણીઃ—
ॐ प्राच्यै दिशे नमः । इदं प्राच्यै दिशे न मम ॥७॥ દક્ષિણ-
ભણીઃ—ॐ दक्षिणायै दिशे नमः । इदं दक्षिणायै दिशे न
मम ॥८॥ પશ્ચિમભણીઃ—ॐ प्रतीच्यै दिशे नमः । इदं प्रतीच्यै
दिशे न मम ॥ ९ ॥ ઉત્તરભણીઃ—ॐ उदीच्यै दिशे नमः ।
इदं उदीच्यै दिशे न मम ॥ १० ॥ મધ્યમાં પૂર્વભણી જાય
એવી રીતે નીચેના ત્રણ મંત્રવડે ત્રણ બલિ મૂકવાઃ—ॐ ब्रह्मणे
नमः । इदं ब्रह्मणे न मम ॥११॥ ॐ अंतरिक्षाय नमः । इद-
मंतरिक्षाय न मम ॥ १२ ॥ ॐ सूर्याय नमः । इदं सूर्याय
न मम ॥ १३ ॥ પછી તેના કાંઇક ઉત્તરભાગમાં નીચેના બે બલિ
મૂકવાઃ—ॐ विश्वेभ्यो देवेभ्यो नमः । इदं विश्वेभ्यो देवेभ्यो
न मम ॥ १४ ॥ ॐ विश्वेभ्यो भूतेभ्यो नमः । इदं विश्वेभ्यो
भूतेभ्यो न मम ॥ १५ ॥ પશ્ચાત્ નીચેના બે બલિ ઉત્તરભણી
મૂકવાઃ—ॐ उषसे नमः । इदमुषसे न मम ॥१६॥ ॐ भूतानां
च पतये नमः । इदं भूतानां च पतये न मम ॥ १७ ॥
इति भूतयज्ञ ॥

પછી ડાબો પગ વાળી, દક્ષિણભણી મુખ રાખી, અપસવ્ય કરી, પિતૃતીર્થથી બ્રહ્માદિના બલિની દક્ષિણભણી અવશિષ્ટ અન્નનો પિતૃબલિ નીચેના મંત્રવડે મૂકવોઃ—ॐ पितृभ्यः स्वधा नमः । इदं पितृभ्यो न मम ॥ १८ ॥ આ બલિ મૃત પિતાદિ પિતૃઓના [1]ગોત્રોચ્ચારપૂર્વક નામ ગ્રહણ કરીને અપાય તો વિશેષ ઠીક. પછી

---

१ अमुकगोत्राः अस्मत्पितृपितामहप्रपितामहाः अमुकशर्मा-

જનોઈને સવ્ય કરવું. ॥ **इति पितृयज्ञ** ॥

પછી અન્નરહિત થયેલા તે પાત્રમાં થોડું જલ નાંખી, તે પાત્ર ધોઈ, તે જલ બ્રહ્માદિના બલિથી વાયવ્યખૂણામાં નાંખવું. તે સમય નીચેનો મંત્ર બોલવોઃ—

**ॐ यक्ष्मैतत्ते निर्णेजनं । इदं यक्ष्मणे न मम ॥ १९ ॥**

પ્રથમ જો બ્રહ્મયજ્ઞ ન થઈ શક્યો હોય તો તે હવે કરવો. વેદ ન ભણ્યો હોય તેણે ગાયત્રીથી પણ બ્રહ્મયજ્ઞ કરવો. ॥ **इति ब्रह्मयज्ञ** ॥

ઉપરના [1]બલિ મૂકવાના વર્ણનને સ્પષ્ટ કરવાસારુ ૧૧૪ મા પૃષ્ઠપર બલિહરણપટ્ટ દર્શાવવામાં આવે છેઃ—

---

**णः वसुरुद्रादित्यरूपाः सपत्नीकाः । अमुकगोत्राः अस्मन्मातामहप्रमातामहवृद्धप्रमातामहाः अमुकशर्माणः वसुरुद्रादित्यरूपाः सपत्नीकाः । इदमन्नं यथाविभागं वः स्वधा नमः ॥ इदं अमुकगोत्रेभ्यः अस्मत्पितृपितामहप्रपितामहेभ्यः अमुकशर्मभ्यः वसुरुद्रादित्येभ्यः सपत्नीकेभ्यः अमुकगोत्रेभ्यः अस्मन्‌मातामहप्रमातामहवृद्धप्रमातामहेभ्यः अमुकशर्मभ्यः वसुरुद्रादित्येभ्यः सपत्नीकेभ्यो न मम ॥**

૧ છેવટે એ સર્વે બલિ ગાયને કે વિપ્રને આપવા, કિંવા કાગડા આદિને નાંખવા.

દક્ષિણ.

પૂર્વ.

२ ॐ विधात्रे न० ७ ॐ प्राच्यै दि० १ ॐ धात्रे नमः। इ०
१० ॐ उदीच्यै दि० ३ ॐ वायवे न०
६ ॐ वायवे न० ८ ॐ दक्षिणायै दि०
४ ॐ वायवे न०
१७ ॐ भूतानां च प० १३ ॐ सूर्याय न०.
१६ ॐ उषसे न० १५ ॐ विश्वे० भू० न० १२ ॐ अंतारिक्षाय न० १८ ॐ पि-
१४ ॐ विश्वे० दे० न० ११ ॐ ब्रह्मणे नमः [ तृभ्यः स्व०
२० ॐ हन्त ते सन० ५ ॐ वायवे न०
१९ ॐ यक्ष्मैत० ९ ॐ प्रतीच्यै दि०

પશ્ચિમ.

ઉત્તર.

પછી ઘરમાં દેવપૂજા હોય તો ઘૃતપક્વાન્નાદિ નૈવેદ્ય **श्रीशिवविष्णुसूर्यविनायकशक्तिभ्यो नमः । यथांशत इदं नैवेद्यं समर्पयामि** એમ બોલી સમર્પણ કરવું. પશ્ચાત્ જનોઇને કંઠમાં કરી, મનુષ્યતીર્થેથી ઉત્તરભણી નીચેનો મંત્ર બોલી, સોળ ગ્રાસજેટલું કિંવા ચાર ગ્રાસજેટલું કે છેવટ એક ગ્રાસજેટલું અન્ન મૂકવું:—

**ॐ हन्त ते सनकादिमनुष्येभ्यः । इदं सनकादिमनुष्येभ्यो न मम ॥ २० ॥**

શક્તિ હોય તો આ સમયે બ્રહ્મચારીને અથવા બ્રાહ્મણને પૂજા કરી ભોજન કરાવવું, અથવા કોઇ સંન્યાસી પધાર્યા હોય તો તેમને વિધિવત્ ભિક્ષા આપવી. ॥ **इति मनुष्ययज्ञ** ॥

પછી નીચે પ્રમાણે બોલી ગોગ્રાસ સમર્પણ કરવો:—

**सुरभिर्वैष्णवी माता, नित्यं विष्णुपदे स्थिता । गोग्रासं तु मया दत्तं, सुरभिः प्रतिगृह्यताम् ॥ इदं गोभ्यो न मम ॥**

પછી ઘરથી બહાર નીકળી, નીચે પ્રમાણે બોલી, કાગડાકૂતરા આદિને ભૂમિપર બલિ આપવા:—

**यमोऽसि यमदूतोऽसि, वायसोऽसि महामते । अहोरात्रकृतं पापं, बलिं भक्षतु वायसः ॥ इदं वायसेभ्यो न मम ॥ द्वौ श्वानौ श्यामशबलौ, वैवस्वतकुलोद्भवौ । ताभ्यामन्नं प्रदास्यामि, रक्षेतां पथि मां सदा ॥ इदं श्वभ्यां न मम ॥ पिपीलिकाकीटपतङ्गकाद्या बुभुक्षिताः कर्मनियोगबद्धाः ।**

**प्रयान्तु ते तृप्तिमिदं मयाऽन्नं तेभ्योऽवसृष्टं सुखिनो भवन्तु ॥ इदं पिपीलिकाकीटपतङ्गकेभ्यो न मम ॥**

પછી હાથપગ [1]ધોઇ, આચમન લઇ, કુંડમાંની વિભૂતિ જમણે હાથે લઇ, નીચેનો મંત્ર બોલીને લલાટ, કંઠ, બંને બાહુમૂલ અને હૃદય એ સ્થાનપર વા કેવલ લલાટપર તે ત્રિપુંડ્રની પેઠે ધારણ કરવીઃ—

**ॐ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥**

પશ્ચાત્ નીચેનાં મંત્રો બોલી, બંને હાથ જોડી રાખી, અગ્નિનું વિસર્જન કરવુંઃ—

**गच्छ गच्छ सुरश्रेष्ठ, स्वस्थाने परमेश्वर । यत्र ब्रह्मादयो देवास्तत्र गच्छ हुताशन ॥ ॐ यज्ञ यज्ञं गच्छ यज्ञपतिं गच्छ स्वां योनिं गच्छ स्वाहा । एष ते यज्ञो यज्ञपते सहसूक्तवाकः सर्ववीरस्तं जुषस्व स्वाहा ॥**

પછી કુશપવિત્રનો ત્યાગ કરી, નીચે પ્રમાણે બોલી, વૈશ્વદેવકર્મ શ્રીપરમેશ્વરને અર્પણ કરવુંઃ—

**अनेन वैश्वदेवाख्येन कर्मणा श्रीयज्ञनारायणस्वरूपी परमेश्वरः प्रीयतां न मम ॥**

---

૧ જેઓ ઘરથી બહાર નહિ નીકળીતાં જ્યાં વૈશ્વદેવ કરતા હોય ત્યાંજ કાગડા આદિને નિમિત્તે ગ્રાસ મૂકતા હોય તેમને પગ ધોવાની આવશ્યકતા નથી.

પછી બંને હાથ જોડી, નીચે પ્રમાણે સ્તુતિ તથા નમસ્કાર કરી, તે કર્મની સમાપ્તિ કરવી:—

**यस्य स्मृत्या च नामोक्त्या, तपोयज्ञक्रियादिषु । न्यूनं सम्पूर्णतां याति, सद्यो वंदे तमच्युतम् ॥ ॐ विष्णवे नमः । ॐ विष्णवे नमः । ॐ विष्णवे नमः ॥**

પછી કોઇ અતિથિ આવેલો હોય તો તેને ભોજન કરાવી, પછી ગૃહસ્થે કુટુંબસહિત ભોજન કરવું.

ઉપર કહેલા પંચમહાયજ્ઞો પ્રત્યેક દ્વિજે નિત્યપ્રતિ કરવા જોઇએ. જેને વિશેષ સગવડતા ન હોય તેણે મનુષ્યયજ્ઞપછીનો ભાગ અમંત્ર કરવો. કાંઇજ ન બની શકે તો સર્વ દેવતાને ઉદ્દેશે ગાયત્રીમંત્રથી પ્રોક્ષણ કરેલા ઘીવાળા ભાતની કે ઘીની એક આહુતિ **ॐ सर्वेभ्यो देवेभ्यः स्वाहा । इदं सर्वेभ्यो देवेभ्यो न मम ॥** એમ બોલી, પવિત્ર સ્થલે રાખેલા અગ્નિમાં હોમી, દેવયજ્ઞ કરવો, ગોગ્રાસ તથા શ્વાનગ્રાસ કાઢી ભૂતયજ્ઞ કરવો, પિતૃઓને ઉદ્દેશે એક બલિ મૂકી પિતૃયજ્ઞ કરવો, કિંવા તર્પણમાં કહેલા બે શ્લોકોવડે તર્પણ કરી પિતૃયજ્ઞ કરવો, દશ ગાયત્રીમંત્રનો જપ કરી બ્રહ્મયજ્ઞ કરવો, અને સુપાત્ર બ્રાહ્મણને યથાશક્તિ અન્નદાન કરી મનુષ્યયજ્ઞ કરવો. પછી ભોજન કરવું. “ જે માત્ર પોતાનેજ માટે રાંધે છે તે પાપાત્મા પાપનુંજ ભક્ષણ કરે છે ” એમ શાસ્ત્રમાં કહ્યું છે, તથા બ્રહ્મયજ્ઞાદિ ન કરવાથી પ્રત્યવાય લાગે છે, તેથી પંચમહાયજ્ઞ કરવામાં કોઇ પણ દ્વિજે પ્રમાદ નહિજ કરવો જોઇએ.

## ॥ इति वैश्वदेवप्रयोग ॥

## ॥ भोजनविधि ॥

સોનાના કે રૂપાના પાત્રમાં કિંવા કેળ, આંબો, કમલ, મહુડો, ×ખાખરો, જાંબુ, ફણસ, ચંપો અને ઉમરો એમના પાનમાં ભોજન કરવું એ ઉત્તમ છે. પિત્તલના* પાત્રમાં ભોજન કરવૂં એ મધ્યમ છે. કાંસાના પાત્રમાં એકેજ ભોજન કરવું. જે પાત્રમાં એકે ભોજન કર્યું તે ઉચ્છિષ્ટ થયું, માટે બીજાએ તેમાં ભોજન કરવું નહિ. મૃત્તિકાના પાત્રમાં, પાંદડાંઓના પૃષ્ઠભાગમાં, લોઢાના પાત્રમાં, તાંબાના પાત્રમાં, ભાંગેલા પાત્રમાં, મલિન પાત્રમાં, અને વડ, પીંપળા તથા આકડાનાં પાંદડાંઓમાં ભોજન કરવું એ નિષિદ્ધ છે.

ચાર ખૂણાવાળું [1]મંડલ કરી, તે મંડલપર ધોયેલું પાત્ર રાખી, પોતાને જમણે પડખે જલપાત્ર અને પ્યાલો મૂકી, પંચમહાયજ્ઞ કર્યા પછી રહેલું એટલે શેષ, ઘી આદિથી યુક્ત એવું, પાત્રમાં પીરસેલું, “આ અન્ન અમને નિત્ય પ્રાપ્ત થાઓ” એ રીતે ભાષણ કરતાં નમસ્કાર કરી, બે અથવા એક પગવડે પૃથ્વીનો સ્પર્શ કરતાં ગાયત્રીમંત્રવડે પાત્રમાંના અન્નને અભિમંત્રણ કરી, **ॐ सत्यं त्वर्तेन परिषिंचामि** ॥ એ મંત્રવડે દિવસે, અને **ॐ ऋतं त्वा सत्येन परिषिंचामि** એ મંત્રવડે રાત્રિએ પાત્રની ચારેભણી જમણા

---

× વેલાજેવા ખાખરાના પાંદડામાં ભોજન કરવું નિષિદ્ધ છે.

* પિત્તલના પાત્રમાં જો ઉતરતી પરજાતિવાળા મનુષ્યે નિરામિષ ભોજન કર્યું હોય તો તેને માંજી અગ્નિમાં તપાવ્યા પછી ઉપયોગમાં લેવું.

૧ બ્રાહ્મણે એ ચતુષ્કોણ મંડલ જલથી ચાર આંગળનું કિંવા એક વેંતનું કરવું, ક્ષત્રિયે ત્રિકોણ ને વૈશ્યે ગોલ મંડલ કરવું. શૂદ્રે માત્ર અભ્યુક્ષણજ કરવું.

હાથવડે જલસિંચન કરવું,–જલધારા કરવી. પછી ॐ **अग्निरस्मि जन्मना जातवेदा घृतं मे चक्षुरमृतं म आसन्। अर्कस्त्रिधातू रजसो विमानोऽजस्त्रो घर्मो हविरस्मि नाम॥** એ મંત્રવડે જઠરાગ્નિનું ધ્યાન કરી, પાત્રની આગળ જમણી બાજુએથી ડાબી બાજુએ જાય એમ નાની જલધારા કરી, તે પર જમણી બાજુએથી ડાબી બાજુએ જાય એમ ॐ **भूपतये स्वाहा नमः। ॐ भुवनपतये स्वाहा नमः। ॐ भूतानां पतये स्वाहा नमः॥** એ ત્રણ મંત્રોવડે ત્રણ બલિ મૂકવા. ( ઘીવાળા રાંધેલા ચોખા થોડા થોડા મૂકવા. ) બે હાથ, બે પગ અને મુખ ભીનાં રાખી, આપોશનમાટે હાથમાં જલ લઇ **अन्नं ब्रह्म रसो विष्णुर्भोक्ता देवो महेश्वरः। एवं ध्यात्वा तु यो भुङ्क्ते सोऽन्नदोषैर्न लिप्यते॥** એ મંત્રના અર્થનું મનમાં સ્મરણ કરતાં ॐ **अमृतोपस्तरणमसि स्वाहा** એ મંત્રવડે હાથમાં લીધેલા જલનું પાન કરી, મૌન ધારણ કરી, ડાબે હાથે પાત્રનો સ્પર્શ કરી, ॐ **प्राणाय स्वाहा। ॐ अपानाय स्वाहा। ॐ व्यानाय स्वाहा। ॐ समानाय स्वाहा। ॐ उदानाय स्वाहा॥** એ મંત્ર બોલી, એક એક મંત્રથી ઘીવાળા અથવા દૂધવાળા ભાતની એકેક એમ પાંચ આહુતિ પ્રાણને આપવી. પછી પાત્રપરથી ડાબો હાથ ઊપાડી લઇ, ધોઇ, પવિત્ર જલનો સ્પર્શ ડાબા હાથની અનામિકાએ બંને નેત્રને કરવો. પછી યથેચ્છ ભોજન કરવું. જમતાં વચમાં પાણી પીવાની ઇચ્છા થાય તો ડાબા હાથમાં જલપાત્ર લઇ, તે જમણા કાંડાઉપર રાખી પીવું. ભોજન કરી રહ્યા પછી ઉચ્છિષ્ટ શેષ અન્નની પાત્રની ડાબી બાજુએ પૃથ્વીપર પિતૃતીર્થથી ચિત્રાહુતિ દેવી. પાત્રનો સ્પર્શ તથા મૌન એ પ્રાણાહુતિસુધી આવશ્યક છે, પછી રાખવાં કે ન રાખવાં તે સ્વેચ્છાપર છે. ખૂણાઓભણી મુખ રાખી ભોજન ન કરવું.

પૂર્વ કે પશ્ચિમદિશાભણી મુખ રાખી ભોજન કરવું. પછી જમણી હથેળીમાં ઉત્તરઆપોશનમાટે જલ લઇ, ॐ **अमृतापिधानमसि स्वाहा** ॥ એ મંત્રથી તે જલ અર્ધું પીવું, ને અર્ધ **रौरवे पूयनिलये पद्मार्बुदनिवासिनाम् । अर्थिनां सर्वभूतानामक्षय्यमुपतिष्ठतु** ॥ એ મંત્રવડે પિતૃતીર્થથી એટલે અંગૂઠાભણીથી ચિત્રાહુતિપર નાંખવું. પછી ભોજનપાત્રપાસેથી બલિ કિંવા ચિત્રાહુતિ લઇને ઊભા થવું, ને તે અન્ન કાગડા આદિને નાંખવું. પછી હાથમુખ ધોઇ, સોળ કોગળા કરી, બે કિંવા ત્રણ આચમન લેવાં. હાથ ચણાના લોટથી, ચંદનથી, મૃત્તિકાથી, છાણાના ભૂકાથી, અથવા તલના ખોળના ભૂકાથી. ચીકાશ તથા ભોજનના પદાર્થોનો ગંધ દૂર થાય એમ સારી રીતે ધોવા જોઇએ. આચમન કર્યા વિના મલમૂત્રનો ત્યાગ કરવો નહિ. ઉત્તરઆપોશન કર્યા વિના ઊઠે તો સ્નાન કરવાથી શુદ્ધિ થાય છે. બાળકને પાસે બેસાડી તેની સાથે ભોજન કરવું નહિ. બાળક તથા વૃદ્ધને ભોજન કરાવ્યા વિના ભોજન કરવું નહિ. પગઉપર પગ રાખી, પગ લાંબા કરી, ખૂણાસામે મોઢું રાખી, દુષ્ટની સાથે એક પંક્તિમાં, અગ્નિ અથવા પાકસિદ્ધિરહિત ઘરમાં, દેવાલયમાં, અગ્નિહોત્રશાલામાં, શૂન્યગૃહમાં, બંને સંધ્યાસમયમાં, મધ્યરાત્રે, યજ્ઞોપવીતરહિત, પાદુકા પહેરીને, જોડા પહેરીને, માથે બાંધીને, અજીર્ણ હોય ત્યારે, બકવાદ કરતાં કરતાં, ઊના અન્નપર ફુંક મારીને, આંગળીઓ ફેલાવીને, બીને માથે, બીને લૂગડે, ઉપવસ્ત્ર પાસે રાખ્યા વિના, સૂતાં સૂતાં, ખાટલાપર બેસીને, રજસ્વલા ચાંડાલ શ્વાન કાગડા કે કૂકડા આદિ અપવિત્રની દષ્ટિ પડે એવા સ્થલમાં, ઊભડક બેસીને, છાણાપર બેસીને, મૃત્તિકાના ઢેફા કે નળીઆપર બેસીને, ભાંગેલા પાટલાપર બેસીને, આકડાના પાનપર બેસીને, ભોજનના પદાર્થો કેવલ ભૂમિપર કે હાથમાં રાખીને, ડાબે હાથે ને શૂદ્રે ભોજન કરતાં શેષ

રહેલું અન્ન ભોજન કરવું નહિ. શાક, મૂલ ને ફલ ઇત્યાદિ પદાર્થો દાંતે ત્રોડીને ખાવા નહિ. પ્રથમ મધુરપદાર્થ, મધ્યમાં ખારાખાટા પદાર્થ ને છેવટ તીખા ઇત્યાદિ પદાર્થ ખાવા. પ્રથમ ને છેવટ નરમ પદાર્થ ને વચ્ચે કઠણ પદાર્થ ભક્ષણ કરવા. અતિમીઠું, અતિમરચાં કે અતિતેલ ખાવું નહિ, તેમજ ચા કે કાવો આદિ ઉત્તેજક પદાર્થ તથા માદક પદાર્થ વાપરવા નહિ. ઘી અને દૂધપાક એ પદાર્થ પૂરા ખાવા, અને બીજા પદાર્થો પાત્રપર થોડા રહેવા દેવા. દિવસ અને રાત મળી બે સમયજ ભોજન કરવું. અપ્રવાસી દ્વિજે વચ્ચે દૂધ, ફલ કે મૂલ આદિ વિના રાંધેલા અન્નનું ત્રીજી વાર ભોજન કરવું નહિ. ડાબા હાથવડે અન્નનો સ્પર્શ કરવો નહિ, તેમજ તે કાલે તે હાથવડે પગનો તથા બસ્તિનો સ્પર્શ કરવો નહિ.

પંક્તિમાંથી એકાદ મનુષ્ય ઊઠે, અથવા ઉત્તરઆપોશન લે, તો બીજાઓએ શેષ રહેલું અન્ન જમવું નહિ. મીઠું, ચટણી, ઘી, વિવિધ લેહ્ય તથા પેય, તેલ, મધ ને દૂધ ઇત્યાદિ પદાર્થ રૂપાની કિંવા પિત્તલની કડછી કિંવા ચમચાવડે નહિ દેતાં કેવલ હાથવડેજ દીધા હોય તો તે ખાવા નહિ. જેને વિયાયાને દશ દિવસ થયા નથી એવી ગાયનું તથા ભેંસનું દૂધ, અપવિત્ર સ્થલમાં ઊગેલાં શાકો, તાંબાના પાત્રમાં ગાયનું દૂધ, કાંસાના પાત્રમાં નાળિએરનું જલ કે શેરડીનો રસ, ગોળસાથે મળેલું દહિં અને ગોળસાથે મળેલું આદુ એ ભક્ષણ કરવાં નહિ. ભોજન કરતાં આશૌચ પ્રાપ્ત થાય તો મુખમાંના ગ્રાસનો ત્યાગ કરી સ્નાન કરવું. જો તે ગ્રાસ ખાય તો નાઈને ઉપવાસ કરવો જોઇએ. સઘળું અન્ન જમે તો ત્રણ ઉપવાસ કરવા જોઇએ. નાયા વિના જમે તો એક ઉપવાસ ને ગાયત્રીજપ કરવો જોઇએ. અજાણમાં .જનોઇ-

વિના જમે તો રાત્રે ભોજન કરવું જોઇએ, ને જાણીને જમે તો ઉપવાસ કરવો જોઇએ.

ગ્રાસમાં શેષ રહેલું જમવું નહિ, અને જે પાત્રવડે જલાદિક પીધું તે પાત્રમાં જે શેષ જલાદિક રહ્યું હોય તે પુનઃ પીવું નહિ. ભોજન કરતી વેલા અન્ય ભોજન કરનારને સ્પર્શ કરવો.નહિ. અતિ-ભોજનથી આરોગ્યાદિની હાનિ થાય છે, માટે તે કરવું નહિ. જે દિવસે ભાત ન હોય, અર્થાત્ ખીચડી કે બાજરીના રોટલા આદિ ખાવાના હોય, તે દિવસે ખાંડ વા શાકરના ભૂકાથી ત્રણ બલિ મૂકવા, ને પાંચ પ્રાણાહુતિ પણ તેનીજ આપવી.

શાક તથા દાળ ઇત્યાદિ જમણીભણી પીરસવાં, ભક્ષ્ય તથા ભોજ્ય ડાબી બાજુ પીરસવાં, ને ભાત વચ્ચે પીરસવો. અથાણાં તથા ચટણી આદિ સંમુખ શાકને પડખે અનુક્રમે મૂકવાં. એક પંક્તિમાં બેઠેલાને સ્વેચ્છાથી ઓછાવધતા પદાર્થો પીરસવા નહિ. ઘી અન્નશુદ્ધિ-માટે ભોજનની પહેલાં ભાતમાં લેવું.

વાળ, કીડીઓ ને માખીઓસહિત રંધાયેલા અન્નનો ત્યાગ કરવો. પાક થયા પછી તે અન્ન વાળ, કીડી કે માખી ઇત્યાદિથી મિશ્રિત થાય તો તે અન્નની શુદ્ધિમાટે તે પર જલ છાંટવું.

ભોજન કર્યા પછી "ભોજન કરેલું અન્ન શીઘ્ર પચી જાઓ" એવી મનમાં ભાવના કરી, ઉદરપર હાથ ફેરવી, મુખશુદ્ધિમાટે તાંબૂલ કિંવા સોપારી આદિ ખાવું. પછી બીજું વસ્ત્ર પહેરી સો ડગલાંને આશરે હરવું ફરવું.

બંને પ્રકારના આશૌચમાં જમવાસમયનું બલિદાન, પાંચ પ્રાણા-હુતિ ને ડાબે હાથે પાત્રનો સ્પર્શ ઇત્યાદિ કહ્યા પ્રમાણે કરવાં, તેમનો ત્યાગ ન કરવો.

ભોજનોત્તર પોતાના તથા પોષ્યવર્ગના નિર્વાહમાટે દ્વિજ ગૃહસ્થે યથાયોગ્ય ઉદ્યોગ સત્યતા, પ્રામાણિકતા તથા સાવધાનતાથી કરવો, અને પોતાના પ્રારબ્ધકર્મથી જે દ્રવ્ય પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખવો.

## ॥ सायंकालनुं कृत्य तथा शयनविधि ॥

સાયંકાલે પ્રથમ પવિત્ર જલથી સ્નાન કરી, સાયંસંધ્યા તથા સાયંહોમ કરી, પછી દીવો થયો હોય તો તેની નીચેના મંત્રોથી સ્તુતિ કરી, તેને નમન કરવું. પશ્ચાત્ તે દીપકની આગળ બેઠેલા પૂજ્ય વર્ગને નમન કરવું.

દીપસ્તુતિના શ્લોકોઃ—

**दीपो ज्योतिः परं ब्रह्म, दीपो ज्योतिर्जनार्दनः ।**
**दीपो हरतु मे पापं, सन्ध्यादीप नमोऽस्तु ते ॥ १ ॥**
**शुभं करोतु कल्याणमारोग्यं सुखसम्पदम् ।**
**शत्रुबुद्धिविनाशं च, दीपज्योतिर्नमोऽस्तु ते ॥ २ ॥**

પછી ગૃહદેવતાનું પૂજન કરી રાત્રિભોજન કરવું. ભોજન કરતાં દીવો ઓલાઈ જાય તો ભોજન બંધ રાખી, પાત્રને હાથ અડાડી રાખી, મનવડે ગાયત્રીનું સ્મરણ કરતા રહી, દીવો કરાવ્યા પછી જમવું.

રાત્રિનો પહેલો પ્રહર વિદ્યાભ્યાસાદિમાં વ્યતીત કરી, બીજો તથા ત્રીજો પ્રહર નિદ્રામાં વ્યતીત કરવા. વિવેકી ગૃહસ્થોએ નિષિદ્ધ દિવસે સ્ત્રીનો સમાગમ કરવો નહિ. ઋતુ પ્રાપ્ત થયાના દિવસથી સોળ

દિવસ ઋતુના ગણાય છે. તેમાં પ્રથમના ચાર, અગીઆરમો ને તેરમો એ દિવસો વર્જી પુત્રની કામનાવાળાને બેકી દિવસ અને પુત્રીની કામનાવાળાને એકી દિવસ સમાગમના ગણાય છે. એ સોળ દિવસમાંના છ, તથા આઠમ, ચૌદશ, પૂનમ, અમાંસ, મેષ આદિ બાર સંક્રાંતિના દિવસો, વૈધૃતિ, વ્યતીપાત, પરિઘનામના યોગનો પહેલો અર્ધભાગ, વિષ્ટિ, સંધ્યાસમય, માબાપના સાંવત્સરિકનો દિવસ, તેમના શ્રાદ્ધનો ને તેની આગળનો દિવસ, પોતાનું જન્મનક્ષત્ર, દીક્ષાનો દિવસ, વ્રતનો દિવસ અને દિવસ એ સ્ત્રીસમાગમમાં નિષિદ્ધ છે. અઢાર વા વીશ વર્ષની અંદરના વયવાળા દ્વિજે બ્રહ્મચર્યનો ભંગ કરવો એ પાપ છે, તેમજ પછી પણ પ્રજોત્પત્તિના હેતુને ભૂલી વધારે વિષયસેવન કરવું તે પણ પાપ છે. ગ્રામ્યધર્મની અંતે પૃષ્ઠ ચોથામાં કહ્યા પ્રમાણે શૌચ કરવું જોઇએ, ને સ્ત્રીપાસે જતી વેલા જનોઇ કંઠલંબિત કરી તે કાનપર ચઢાવવું જોઇએ. ગૃહસ્થે નિદ્રાના સમયને પામીને મુખમાંથી તાંબૂલનો, કંઠમાંથી પુષ્પની માલાનો, શય્યામાંથી સ્ત્રીનો અને લલાટમાંથી ચંદનના ત્રિપુંડ્રનો ત્યાગ કરવો જોઇએ.

સંધ્યાસમયે, ધાન્યના ઢગલાપર, ભીનાં કપડાં પહેરીને, પડવાનો ભય રહે એવાં નિરાધાર ઉંચાં સ્થલોપર, ધૂળપર, ઠોકરાપર, અપવિત્ર સ્થલમાં, ગૌશાલામાં, દેવ બ્રાહ્મણ અને ગુરુની ઉપરના ભાગમાં, ઉચ્છિષ્ટ સ્થિતિમાં, ભૂતવાળા ઘરમાં, શ્મશાનમાં, કબ્રસ્તાનમાં, સમાધિઓનાં સ્થાનમાં, ખાંભાઓ ( પાળીઆઓ ) હોય ત્યાં, યક્ષના સ્થાનમાં, નાગના સ્થાનમાં, કાર્તિકસ્વામીના સ્થાનમાં, રાફડાની સમીપમાં, મોટા ઝાડના મૂલમાં અને નગ્નસ્થિતિમાં શયન કરવું નહિ.

શયનમાટે જે ખાટલો કિંવા પલંગ હોય તે માંકડવિનાનો, સમાન, પવિત્ર, સાજો ને પોતાના શરીરના પ્રમાણથી અતિમોટો

કિંવા નાનો ન હોય એવો જોઇએ. ગાદલાં ને ઓદડાં પણ સ્વચ્છ, દુર્ગંધવિનાનાં તથા જંતુવિનાનાં જોઇએ.

હાથપગ ધોઇ, તેને લુઇ, ધોળું વસ્ત્ર પહેરી, સ્વચ્છ જગામાં, પૂર્વ પશ્ચિમ અથવા દક્ષિણ એમાંની કોઇ એક દિશાભણી માથું રાખી શયન કરવું. ઉત્તરભણી માથું રાખીને ન સુવું. રાત્રિસૂક્તનો જપ કરીને અગસ્તિ, માધવ, મુચુકુંદ, મહામુનિ કપિલ અને આસ્તિક એ પાંચ સુખે શયન કરનારાઓનું સ્મરણ કરવું, ને પછી પોતાના ઇષ્ટદેવને પ્રણામ કરી, તથા યથાશક્તિ ઇષ્ટમંત્રનો જપ કરી, મન શાંત રાખી, શયન કરવું. પ્રથમ થોડા શ્વાસ ચીતા સૂઇને લેવા, પછી જમણે પડખે સૂઇ થોડા શ્વાસ લેવા, ને પછી ડાબે પડખે સૂઇ સ્વસ્થપણે ઇષ્ટદેવમાં વૃત્તિનું અનુસંધાન કરતાં કરતાં નિદ્રાધીન થવું.

રાત્રિસ્મરણસૂક્તના મંત્રો:—

**हरिः ॐ। आ रात्रि पार्थिवं रजः पितुरप्रायि धामभिः। दिवः सदांसि बृहती वितिष्ठ स आत्वेषं वर्तते तमः ॥ १ ॥ उषस्ताश्चित्रमाभरास्मभ्यं वाजिनीवति । येन तोकं च तनयं च धामहे ॥ २ ॥**

## ॥ अथ संक्षेपश्रावणीप्रयोग ॥

ઘરે પ્રાતઃકાલમાં સ્નાનસંધ્યાદિ કરી. દર્ભ, દુર્વા, મૃત્તિકા, ગોમય, તિલ, તાંબૂલ, ચોખા, સોપારી, નાળિએર, વસ્ત્ર, દ્રવ્ય, યજ્ઞોપવીત, પંચગવ્ય, ધૂપ, દીપ, ગંધ, પુષ્પ, આસન, તરભાણું, આચમની, પંચપાત્ર, જલનો લોટો, અંકુર ને અપામાર્ગ ( અઘેડો ) ઇત્યાદિ લઇ, નદી આદિ રમણીય જલાશયપ્રતિ જઇ, પવિત્ર થઇ, પૂર્વા-

ભિમુખે બેસી, આચમનપ્રાણાયામ કરી, દેશકાલાદિના ઉચ્ચારસહ સંકલ્પ કરવો. તે સંકલ્પ હેમાદ્રિકૃત સ્નાનસંકલ્પ*પ્રમાણે કરવો, અથવા નીચે પ્રમાણે કરવો:-

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुक-

---

* ॐ श्रीमन्महागणाधिपतये नमः । श्रीगुरुभ्यो नमः। श्रीसरस्वतीभ्यो नमः । वेदाय नमः । वेदपुरुषाय नमः। इष्टदेवताभ्यो नमः । कुलदेवताभ्यो नमः । स्थानदेवताभ्यो नमः । ग्रामदेवताभ्यो नमः । वास्तुदेवताभ्यो नमः । एतत्कर्मप्रधानदेवताभ्यो नमः । सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमो नमः । अविघ्नमस्तु । अद्य ब्रह्मणो द्वितीये परार्धे श्रीश्वेतवाराहकल्पे वैवस्वतमन्वन्तरे अष्टाविंशतितमे कलियुगे कलिप्रथमचरणे भारतखंडे जंबूद्वीपे आर्यावर्तान्तर्गतसौराष्ट्रदेशे गोमत्याः पूर्वदिग्भागे श्रीमल्लवणाब्धेरुत्तरे तीरे श्रीशालिवाहनशाके बुद्धावतारे अस्मिन् वर्तमाने अमुकनाम्नि संवत्सरे अमुकअयने अमुकऋतौ अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे अमुकराशिस्थिते चंद्रे अमुकराशिस्थिते श्रीसूर्ये शेषेषु ग्रहेषु यथायथाराशिस्थानस्थितेषु सत्सु एवंगुणविशेषेण विशिष्टायां शुभपुण्यतिथौ अमुकशर्मणः मम इह जन्मनि जन्मान्तरे वा बाल्ययौवनवार्द्धक्यावस्थासु वाक्पाणिपादपायूपस्थघ्राणरसनाचक्षुःस्पर्शनश्रोत्रमनोभिचरित-ज्ञाताज्ञातकामा-

तिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्त-समवाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ अधीतानामध्ये-

---

कामममहापातकोपपातकादिसाश्रितानां पापानां, ब्रह्महननसुरापानसुवर्णस्तेयगुरुतल्पगमनयत्संसर्गरूपमहापातकानां, बुद्धिपूर्वकाणां मनोवाक्कायकृतानां बहुकालाभ्यस्तानां उपपातकानां च, स्पृष्टास्पृष्टसङ्कुलीकरणमलिनीकरणापात्रीकरणजातिभ्रंशकरणविहिताकरणकर्मलोपजनितानां, रसविक्रयकन्याविक्रयहयविक्रयगोविक्रयखरोष्ट्रविक्रयदासीविक्रयअजादिपशुविक्रयस्वगृहविक्रयनीलीविक्रयअक्रेयविक्रयपण्यविक्रयजलचरादिजन्तुविक्रयस्थलचरादिविक्रयखेचरादिविक्रयसंभूतानां, निरर्थकवृक्षच्छेदनऋणानपाकरणब्रह्मस्वापहरणदेवस्वापहरणराजस्वापहरणपरद्रव्यापहरणतैलादिद्रव्यापहरणफलापहरणलोहादिहरणनानावस्तुहरणरूपाणां, ब्राह्मणनिन्दागुरुनिन्दावेदनिन्दाशास्त्रनिन्दापरनिन्दाभक्ष्यभक्षणाभोज्यभोजनाचोष्यचोषणालेह्यलेहनापेयपानास्पृश्यस्पर्शनाश्राव्यश्रवणाहिंस्यहिंसनाकन्यवन्दनाचिन्त्यचिन्तनायाज्ययाजनापूज्यपूजनरूपाणां, मातृपितृतिरस्कारस्त्रीपुरुषप्रीतिभेदनपरस्त्रीगमनाविधवागमनवेश्यागमनदासीगमनचाण्डालादिहीनजातिगमनशुदगमनरजस्वलागमनपश्वा-

च्यमाणानां चाध्यायानां स्थापनाविच्छेदको ऽधोषणदन्त-विवृतिदुष्टद्रुतोच्चारितवर्णानां, पूर्वसवर्णानां गलोपलम्बिताविगमनरूपाणां, कूटसाक्षित्वपैशून्यवादमिथ्यापवादम्लेच्छसंभाषणब्रह्मद्वेषक ब्रह्मवृत्तिहरणवृत्तिच्छेदनपरवृत्तिहरणरूपाणां, मित्रवञ्चनगुरुवञ्चनस्वामिवञ्चनासत्यभाषणगर्भपातनपार्थिताम्बूलचर्वणहीनजातिसेवनपरान्नभोजनगणान्नभोजनलशुनपलाण्डुगृञ्जनभक्षणतालवृक्षफलभक्षणोच्छिष्टभक्षणमार्जारोच्छिष्टभक्षणपर्युषितान्नभक्षणरूपाणां, पङ्क्तिभेदकरणभ्रूणहिंसापशुहिंसाबालहिंसाद्यनेकहिंसोद्भूतानां, शौचत्यागस्नानत्यागसन्ध्यात्यागौपासनाग्नित्यागवैश्वदेवत्यागरूपाणां, निषिद्धाचरणकुग्रामवासब्रह्मद्रोहगुरुद्रोहपितृमातृद्रोहपरद्रोहपरनिन्दात्मस्तुतिदुष्टमातिग्रह[illegible]गरूपाणां, गोयानवृषभयानमाहिषीयानगर्दभयानोष्ट्रयानाजयानभृत्याभरणस्वग्रामत्यागगोत्रत्यागकुलत्यागदूरस्थपंञ्णाविप्राशाभेदनावन्दिताभिवादग्रहणपातितसंभाषणरूपाणां, पतितजनपङ्क्तिभोजनाहःसङ्क्रमवृथामनोरथादिपापानां, तथाः महापापोपपापाभ्यां, नानायोनि यत्कृतम् । बालभावेन यत्पापं, क्षुत्तृडर्थे च यत्कृतम् ॥ आत्मार्थे चैव यत्पापं परार्थे चैव यत्कृतम् । तीर्थेषु चैव यत्पापं, ग[illegible]कृतं च यत् ॥ रागद्वेषादिजनितं, कामक्रोधेन यत्कृतम् । हिंसानिद्रादिजं पापं, भेददृष्ट्या च यन्मम ॥

द्रुतोच्चारितवर्णानां, श्लिष्टास्पष्टवर्णविघट्टनादिभिः पठितानां श्रुतीनां, यथातयामत्वं तत्परिहारार्थं,' अष्टत्रिंशदनध्यायाध्य-

देहाभिमानजं पापं, सर्वदा यन्मया कृतम् । भूतं भव्यं च यत्पापं, भविष्यं चैव गौतमि ॥ शुष्कमार्द्रं च यत्पापं, जानताजानता कृतम् । महल्लघु च यत्पापं, तन्मे नाशय जाह्नवि ॥ ब्रह्महा मद्यपः स्तेयी, तथैव गुरुतल्पगः । महापापानि चत्वारि, तत्संसर्गी तु पञ्चमः ॥ अतिपातकमन्यच्च, तन्न्यूनमुपपातकम् । गोवधो व्रात्यता स्तेयं, ऋणानां चानपाक्रिया ॥ अनाहिताग्निता पण्यविक्रयः परिवेदनम् । इन्धनार्थे द्रुमच्छेदः, स्त्रीहिंसौषधिजीवनम् ॥ हिंसायात्राविधानं च, भृतकाध्यापनं तथा । प्रथमाश्रममारभ्य, यत्किञ्चित्किल्बिषं कृतम् ॥ कृमिकीटादिहननं, यत्किञ्चित्प्राणिहिंसनम् । मातापित्रोरशुश्रूषा, तद्वाक्याकरणं तथा ॥ अपूज्यपूजनं चैव, पूज्यानां च व्यतिक्रमः । अनाश्रमस्थतान्यादिदेवाशुश्रूषणं तथा ॥ परकार्यापहरणं, परद्रव्योपजीवनम् । ततोऽज्ञानकृतं वापि, कायिकं वाचिकं तथा ॥ मानसं त्रिविधं पापं, प्रायश्चित्तैरनाशितम् । तस्मादशेषपापेभ्यस्त्राहि त्रैलोक्यपावनि ॥ निष्पापोऽस्म्यधुना देवि, प्रसादात्तव नान्यथा ॥ इत्यादिप्रकीर्णपातकानां एतत्कालपर्यन्तं सञ्चितानां लघुस्थूलसूक्ष्माणां च निःशेषपरिहारार्थं दशावरान् दशापरान् आत्मना

यने, रथ्यासञ्चरतः शूद्रस्य शृण्वतोऽध्ययने, म्लेच्छान्त्यजादेः शृण्वतोऽध्ययने, अशुचिदेशेऽध्ययने, आत्मनोऽशुचित्वेऽध्ययने, अक्षरस्वरानुस्वारपदच्छेदकण्डिकाव्यञ्जनह्रस्वदीर्घप्लुतकण्ठतालुमूर्द्धन्योष्ठ्यदन्त्यनासिकानुनासिकरेफजिह्वामूलीयोपध्मानीयोदात्तानुदात्तस्वरितादीनां व्यत्ययेनोच्चारे, माधुर्याक्षरव्यक्तिहीनत्वाद्यनेकप्रत्यवायपरिहारपूर्वकं सर्वस्य वेदस्य

---

सहितान् एकविंशतिपुरुषानुद्धर्तुं ब्रह्मलोकावधिपञ्चाशत्कोटियोजनविस्तीर्णेऽस्मिन् भूमण्डले सप्तर्षिमण्डलपर्यन्तं वालुकाभिः कृतराशे वर्षसहस्रावसाने एकैकवालुकापकर्षक्रमेण सर्वराश्यपकर्षसंमितकालपर्यन्तं ब्रह्मलोके ब्रह्मसायुज्यताप्राप्त्यर्थं कुरुक्षेत्रादिसर्वतीर्थेषु स्नानपूर्वकं सहस्रगोदानजन्यफलप्राप्त्यर्थं तथा मम समस्तपितॄणां आत्मनश्च विष्ण्वादिलोकप्राप्तये, अधीतानामध्येष्यमाणानां चाध्यायानां, स्थापनविच्छेदक्रोशघोषणदन्तविवृतिदुर्वृत्तद्रुतोच्चारितवर्णानां, पूर्वसवर्णानां, गलोपलम्बितविवृतोच्चारितवर्णानां, श्लिष्टास्पष्टवर्णविघट्टनादिभिः पठितानां श्रुतीनां, यद्यातयामत्वं तत्परिहारार्थं, अष्टत्रिंशदनध्यायाध्ययने, रथ्यासञ्चरतः शूद्रस्य शृण्वतोऽध्ययने, म्लेच्छान्त्यजादेः शृण्वतोऽध्ययने, अशुचिदेशेऽध्ययने, आत्मनोऽशुचित्वेऽध्ययने, अक्षरस्वरानुस्वारपदच्छेदकण्डिकाव्यञ्जनह्रस्वदीर्घ-

सवीर्यत्वसंपादनद्वारा यथावत्फलप्राप्त्यर्थं श्रीपरमेश्वरप्रीत्यर्थं सशिष्योऽहं शुक्लयजुर्वेदोत्सर्गोपाकरणं करिष्ये ॥

પછી નીચેનો મંત્ર બોલી સર્વે જણે શ્રીગુરુને અભિવંદન કરવું:—

ॐ उभाकवीयुवा यो नो धर्मः परापतत् । परिसख्यानि धर्मिणो विसख्यानि विसृजामहे ॥

પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमन्वाये एवंग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ अध्यायोत्सर्गकर्मनिमित्तं गणस्नानमहं करिष्ये ॥

પછી इषे त्वादि ॐ खं ब्रह्मान्तेषु याः क्रियास्तत्र विवस्वान् ऋषिः । सर्वाणि यजूंषि सर्वाणि छन्दांसि । प्रजापति-

---

प्लुतकण्ठताल्वमूर्द्धन्योष्ठ्यदन्त्यनासिकानुनासिकरेफजिह्वामूलीयोपध्मानीयोदात्तानुदात्तस्वरितादीनां व्यत्ययेनोच्चारे माधुर्याक्षरव्यक्तिहीनत्वाद्यनेकमत्यवायपरिहारपूर्वकं सर्वस्य वेदस्य सवीर्यत्वसंपादनद्वारा यथावत्फलप्राप्त्यर्थं श्रीपरमेश्वरप्रीत्यर्थं देवब्राह्मणसवितासूर्यनारायणसंनिधौ गङ्गाभागीरथ्या अमुकतीर्थे वा प्रवाहाभिमुखं स्नानमहं करिष्ये ॥

लिंगोक्ता देवता । स्नानादिसर्वकर्मसु विनियोगः ॥ એ પ્રમાણે બોલી સ્નાનની આજ્ઞા માગી, નીચેના મંત્રથી સ્નાન કરવું:—

नमोऽस्तु देवदेवाय, शितिकण्ठाय वेधसे । रुद्राय चापहस्ताय, दण्डिने चक्रिणे नमः ॥ सरस्वती च गायत्री, वेदमाता गरीयसी । सन्निधात्री भव त्वं च, सर्वपापप्रणाशिनी ॥ यद्वा सागरनिर्घोष, दण्डहस्त सुरान्तक । जगत्स्रष्टर्जगन्मित्र, नमामि त्वां सुरान्तक ॥ तीक्ष्णदंष्ट्र महाकाय, कल्पान्तदहनोपम । भैरवाय नमस्तुभ्यमनुज्ञां दातुमर्हसि ॥

પછી વિધિવત્ સ્નાન કરી, ધોયેલું વસ્ત્ર પહેરી, દર્ભાસનપર પૂર્વમુખે કિંવા ઉત્તરમુખે બેસી, ભસ્મ ધારણ કરી, આચમન લઈ, માધ્યાહ્નસંધ્યા કરવી. પછી આ પુસ્તકમાં બતાવેલાં બ્રહ્મયજ્ઞ ને તર્પણ કરવાં.

પછી અપામાર્ગ તથા દર્ભની ત્રણ શરથી કશ્યપ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, જમદગ્નિ, વસિષ્ઠ તથા વિશ્વામિત્ર એ સાત ઋષિ અને સાધ્વી અરુંધતી પૃથક્ પૃથક્ ગાયત્રીમંત્ર ભણી બ્રહ્મગ્રંથીયુક્ત બનાવવાં. પછી નવા તથા છેડાવાળા ધોળા વસ્ત્રપર પૂર્વમાં કિંવા ઉત્તરમાં દર્ભનાં અગ્ર રહે એમ નીચેના મંત્રથી તેમની પ્રતિષ્ઠા કરવી:—

ॐ । मनो जूतिर्जुषतामाज्यस्य बृहस्पतिर्यज्ञमिमं तनोतु । अरिष्टं यज्ञं समिमं दधातु विश्वे देवास इह मादयन्तामो३म्प्रतिष्ठ ॥ १ ॥ ॐ एष वै प्रतिष्ठानामयज्ञो यत्रैतेन यज्ञेन यजन्ते सर्वमेव प्रतिष्ठितं भवति ॥ २ ॥ ॐ प्रतिष्ठा सुप्रतिष्ठितमस्तु ॥

એ મંત્ર ભણી પ્રતિષ્ઠામાટે તે ઋષિઓપર અક્ષત નાંખવા. પછી નીચેના મંત્રોથી તેમનું આવાહન કરવું:—

ॐ भूर्भुवः स्वः कश्यपाय नमः कश्यपं आवाहयामि । भोः कश्यप इहागच्छ इह तिष्ठ पूजां गृहाण मम संमुखः सुप्रसन्नो वरदो भव ॥ १ ॥ ॐ भूर्भुवः स्वः भरद्वाजाय नमः भरद्वाजं आवाहयामि । भो भरद्वाज इहा० ॥ २ ॥ ॐ भूर्भुवः स्वः गोतमाय नमः गोतमं आवाहयामि । भो गोतम इहा० ॥ ३ ॥ ॐ भूर्भुवः स्वः अत्रये नमः अत्रिं आवाहयामि । भो अत्रे इहा० ॥ ४ ॥ ॐ भूर्भुवः स्वः जमदग्नये नमः जमदग्निं आवाहयामि । भो जमदग्ने इहा० ॥ ५ ॥ ॐ भूर्भुवः स्वः वसिष्ठाय नमः वसिष्ठं आवाहयामि । भो वसिष्ठ इहा० ॥ ६ ॥ ॐ भूर्भुवः स्वः विश्वामित्राय नमः विश्वामित्रं आवाहयामि । भो विश्वामित्र इहा० ॥ ७ ॥ ॐ भूर्भुवः स्वः अरुन्धत्यै नमः अरुन्धतीं आवाहयामि । भो अरुन्धति इहागच्छ इह तिष्ठ पूजां गृहाण मम संमुखा सुप्रसन्ना वरदा भव ॥ ८ ॥ ॐ भूर्भुवः स्वः याज्ञवल्क्याय नमः याज्ञवल्क्यं आवाहयामि । भो याज्ञवल्क्य इहागच्छ इ० ॥ ९ ॥

પછી નીચે પ્રમાણે બોલવું:—

ॐ इमावेव गोतमभरद्वाजावयमेव गोतमोऽयं भरद्वाज

इमावेव विश्वामित्रजमदग्नी अयमेव विश्वामित्रोऽयं जमदग्नि-रिमावेव वसिष्ठकश्यपावयमेव वसिष्ठोऽयं कश्यपो वागे-वात्रिर्वाचा ह्यन्नमद्यतेऽत्तिर्ह वै नामैतद्यदत्रिरिति सर्वस्यात्ता भवति सर्वमस्यान्नं भवति य एवं वेद ॥

પછી નીચે પ્રમાણે ઋષિપૂજનનો સંકલ્પ કરવો:—

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तसमवाये एवं ग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ श्रीपरमेश्वरप्रीत्यर्थं उत्सर्जनांगत्वेन अरुंधतीसहितकश्यपादिसप्तर्षिसत्रऋषिपूजनमहं करिष्ये॥

પછી ॐ श्रीमन्महागणाधिपतये नमः ॥ એમ ઉચ્ચારણ કરી નીચેના મંત્રથી ઋષિઓનું ધ્યાન કરવું:—

ॐ सप्त ऋषयः प्रतिहिताः शरीरे सप्त रक्षन्ति सदमप्रमादम् । सप्तापः स्वपतो लोकमीयुस्तत्र जागृतो अस्वप्नजौ सत्रसदौ च देवौ ॥ १ ॥ ॐ इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम् । समूढमस्य पांसुरे स्वाहा ॥ २ ॥

ॐ भूर्भुवः स्वः अरुंधतीसहितकश्यपादिऋषिभ्यो नमः । ध्यानं समर्पयामि ॥

એ પ્રમાણે આસનપાદ્યાદિ સર્વ ષોડશોપચારપૂજન કરવું. પછી શ્રીવિષ્ણુનું પણ પૂજન કરવું. પશ્ચાત્ પ્રાચીનાવીતીએ દક્ષિણાભિમુખ થઈ अमुकगोत्रेभ्यः अस्मत्पितृपितामहप्रपितामहेभ्यः । अमुक-

**गोत्रेभ्यः अस्मन्मातामहप्रमातामहवृद्धप्रमातामहेभ्यः कव्यवाडनलादिदिव्यापितृभ्यः । इमानि यज्ञोपवितानि स्वधा संपद्यंताम् ॥**
એમ બોલી ત્રણ યજ્ઞોપવીત પિતૃઓને અર્પણ કરવાં. પછી જીવતા પિતા આદિને યજ્ઞોપવીત આપી, જનોઇ સવ્ય કરી, બ્રાહ્મણોને ગંધાદિથી પૂજી, તેમને યજ્ઞોપવીતો આપી, પછી આ ગ્રંથમાં કહ્યા પ્રમાણે યજ્ઞોપવીત ધારણ કરવાં, ને જીર્ણયજ્ઞોપવીતનો વિધિવત્ ત્યાગ કરવો.

પછી આચમનપ્રાણાયામ કરી, દેશકાલનું સંકીર્તન કરી, **छंदसां क्वचिदनध्यायादिकाले पठनादनधिकारिभिः श्रवणाच्च प्राप्तमालिन्यस्य निरासार्थमुत्सर्गाख्यतर्पणमहं करिष्ये ॥** એમ સંકલ્પ કરી નીચેના મંત્રોથી દેવોનું આવાહન કરવું:—

ॐ विश्वे देवास आगत शृणुता म इम ँ हवम् । एदं बर्हिर्निषीदत ॥ विश्वे देवाः शृणुतेम ँ हवं मे ये अन्तरिक्षे य उप द्यवि ष्ठ । ये अग्निजिह्वा उत वा यजत्रा आसद्यास्मिन् बर्हिषि मादयध्वम् ॥

પછી દક્ષિણજાનુને વાળી ઇશાનાભિમુખ થઇ સવ્યથી દેવતાદિને નીચે પ્રમાણે બોલી ત્રણ ત્રણ અંજલિ આપવા:—

**ॐ देवास्तृप्यन्तु । ॐ छन्दाँसि तृप्यन्तु । ॐ वेदास्तृप्यन्तु । ॐ ऋषयस्तृप्यन्तु । ॐ पुराणाचार्यास्तृप्यन्ताम् । ॐ गन्धर्वास्तृप्यन्ताम् । ॐ इतराचार्यास्तृप्यन्ताम् । ॐ संवत्सरः सावयवस्तृप्यताम् । ॐ पितरस्तृप्यन्ताम् । ॐ आचार्यास्तृप्यन्ताम् ॥**

પછી સવ્યજાનુને વાળી, દક્ષિણાભિમુખ થઇ, અપસવ્યથી તિલ-મિશ્રિત જલને અંજલિમાં ગ્રહણ કરી, આ ગ્રંથમાં કહ્યા પ્રમાણે યથા-સંભવ પિતૃતર્પણ કરવું.

પછી નીચે પ્રમાણે ઋષિવંશ બોલવો:—

अथ वंशः । पौतिमाष्यो गौपवनाद् गौपवनः पौतिमाष्यात्पौतिमाष्यो गौपवनाद् गौपवनः कौशिकात्कौशिकः कौण्डिन्यात्कौण्डिन्यः शाण्डिल्याच्छाण्डिल्यः कौशिकाच्च गौतमाच्च गौतमः ॥१॥ आग्निवेश्यादाग्निवेश्यः शाण्डिल्याच्चानभिम्लातादानभिम्लात आनभिम्लातादानभिम्लात आनभिम्लातादानभिम्लातो गौतमाद् गौतमः सैतवप्राचीनयोग्याभ्यां सैतवप्राचीनयोग्यौ पाराशर्यात्पाराशर्यो भारद्वाजाद्भारद्वाजो भारद्वाजाच्च गौतमाच्च गौतमो भारद्वाजाद्भारद्वाजः पाराशर्यात् पाराशर्यो बैजवापायनाद् बैजवापायनः कौशिकायनेः कौशिकायनिः ॥ २ ॥ घृतकौशिकाद् घृतकौशिकः पाराशर्यायणात् पाराशर्यायणः पाराशर्यात् पाराशर्यो जातूकर्ण्याज्जातूकर्ण्य आसुरायणाच्च यास्काच्चासुरायणस्त्रैवणेस्त्रैवणिरौपजन्धनेरौपजन्धनिरासुरेरासुरिर्भारद्वाजाद् भारद्वाज आत्रेयादात्रेयो माण्टेर्माण्टिर्गौतमाद्गौतमो गौतमाद् गौतमो वात्स्याद्वात्स्यः शाण्डिल्याच्छाण्डिल्यः कैशोर्यात्काप्यात्कैशोर्यः काप्यः कुमारहारितात्कुमारहारितो गालवाद् गालवो

विदर्भीकौण्डिन्याद्विदर्भीकौण्डिन्यो वत्सनपातो बाभ्रवाद्वत्सनपाद्बाभ्रवः पथः सौभरात्पन्थाः सौभरोऽयास्यादाङ्गिरसादयास्य आङ्गिरस आभूतेस्त्वाष्ट्रादाभूतिस्त्वाष्ट्रो विश्वरूपात्त्वाष्ट्राद्विश्वरूपस्त्वाष्ट्रोऽश्विभ्यामश्विनौ दधीच आथर्वणाद्दध्यङ्ङाथर्वणोऽथर्वणो दैवादथर्वा दैवो मृत्योः प्राध्वंसनान्मृत्युः प्राध्वंसनः प्रध्वंसनात्प्रध्वंसन एकर्षेरेकर्षिर्विप्रचित्तेर्विप्रचित्तिर्व्यष्टेर्व्यष्टिः सनारोः सनारुः सनातनात्सनातनः सनगात्सनगः परमेष्ठिनः परमेष्ठी ब्रह्मणो ब्रह्म स्वयंभु ब्रह्मणे नमः ॥ वंशोक्ता ऋषयस्तृप्यन्ताम् ॥

પછી ચાર વાર ગાયત્રીમંત્ર બોલવો.

પછી તેના અંતમાં બધાએ ॐ विरतास्मः ॥ એ પ્રમાણે એક વાર ઉંચેથી બોલવું.

પછી નીચેનો મંત્ર બોલી ઋષિઓને નમસ્કાર કરવા:—

सतः तदेतदृचाभ्युक्तं न मृषा श्रान्तं यद्वान्ति देवा इति न हैवैवं विदुषः किंच न मृषा श्रान्तं भवति तथा हास्यैतत्सर्वं देवा अवन्ति ॥

પછી નીચેનો મંત્ર બોલી પોતપોતાના પ્રવરોનું વિસર્જન કરવું:—

ॐ उत्तिष्ठ ब्रह्मणस्पते देवयन्तस्त्वेमहे । उप प्रयन्तु मरुतः सुदानव इन्द्र प्राशुर्भवा सचा ॥

પછી નીચેનો મંત્ર બોલી જૂનું યજ્ઞોપવીત જલમાં નાંખવું:—

ॐ समुद्रं गच्छ स्वाहा । अन्तरिक्षं गच्छ स्वाहा । देवꣳ सवितारं गच्छ स्वाहा । मित्रावरुणौ गच्छ स्वाहा । अहोरात्रे गच्छ स्वाहा । छन्दाꣳसि गच्छ स्वाहा । द्यावापृथिवी गच्छ स्वाहा । यज्ञं गच्छ स्वाहा । सोमं गच्छ स्वाहा । दिव्यं नभो गच्छ स्वाहा । अग्निं वैश्वानरं गच्छ स्वाहा । मनो मे हार्दि यच्छ । दिवं ते धूमो गच्छतु स्वर्ज्योतिः पृथिवीं भस्मनाऽऽपृण स्वाहा ॥

પછી બે આચમન લેવાં.

પછી આચાર્યાદિ બ્રાહ્મણનું પૂજન કરીને તેમને યથાશક્તિ દક્ષિણા આપી નીચે પ્રમાણે બોલી તે કર્મ પરમાત્માને અર્પણ કરવું:-

अनेनाध्यायोत्सर्गकर्माङ्गत्वेन कृतेन ऋषिपूजनतर्पणादिकर्मणा श्रीभगवान्परमेश्वरः प्रीयतां न मम ॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥

## ॥ इति संक्षेपश्रावणीप्रयोग ॥

## ॥ अतिउपयोगी प्रमाणोनो लघुसंग्रह ॥

પ્રાતઃકાલના ઉત્થાનનો સમય શ્રીમનુભગવાને નીચે પ્રમાણે કહ્યો છે:—

**ब्राह्मे मुहूर्ते बुद्धयेत, धर्मार्थावनुचिन्तयेत् ॥**

**ભાવાર્થઃ**—દ્વિજ બ્રાહ્મમુહૂર્તમાં જાગ્રત્ થાય, અને ધર્મ તથા અર્થનું અનુચિંતન કરે.

બ્રાહ્મમુહૂર્તનું લક્ષણ **શ્રીવિષ્ણુપુરાણમાં** નીચે પ્રમાણે આપ્યું છેઃ-

**रात्रेः पश्चिमयामस्य, मुहूर्तो यस्तृतीयकः ।**
**स ब्राह्म इति विज्ञेयो, विहितः स प्रबोधने ॥**

**ભાવાર્થઃ**—રાત્રિના પાછલ્યા પ્રહરનો જે ત્રીજો મુહૂર્ત છે તે બ્રાહ્મમુહૂર્ત છે એમ જાણવું. તે જાગ્રત્ થવામાં વિહિત છે.

બ્રાહ્મમુહૂર્તમાં સૂવાનો દોષ **શ્રીરત્નાવલિમાં** નીચે પ્રમાણે કહ્યો છેઃ-

**ब्राह्मे मुहूर्ते या निद्रा, सा पुण्यक्षयकारिणी ।**
**तां करोति द्विजो मोहात्, पादकृच्छ्रेण शुद्धयति ॥**

**ભાવાર્થઃ**—બ્રાહ્મમુહૂર્તમાં જે નિદ્રા છે તે પુણ્યનો ક્ષય કરનારી છે. જે દ્વિજ મોહથી તે કાલે નિદ્રા કરે છે તે પાદકૃચ્છ્રથી ( પા કૃચ્છ્રથી ) શુદ્ધ થાય છે.

શયનમાંથી ઊઠીને **શ્રીભગવાનનું** કીર્તન કરવું જોઇએ એમ **શ્રીવિષ્ણુ** કહે છેઃ—

**शयनादुत्थितो यस्तु, कीर्तयेन्मधुसूदनम् ।**
**कीर्तनात्तस्य पापानि, नाशमायान्ति शेषतः ॥**

**ભાવાર્થઃ**—શયનમાંથી જાગેલો જે પુરુષ પરમાત્માનું કીર્તન કરે છે તે કીર્તનથી તેનાં પાપો સંપૂર્ણપણે નાશ પામે છે.

ઊઠીને દર્શન કરવાયોગ્ય પદાર્થો શ્રીકાત્યાયને નીચે પ્રમાણે કહ્યા છે:-

**रोचनां चन्दनं गन्धं, मृदङ्गं दर्पणं मणिम् ।**
**गुरुमग्निं रविं पश्येन्, नमस्येत्प्रातरेव हि ॥**
**श्रोत्रियं सुभगामग्निं, गां मृगं धार्मिकं महीम् ।**
**प्रातरुत्थाय यः पश्येत्, स आपद्भ्यः प्रमुच्यते ॥**

**ભાવાર્થઃ**—ગોરોચના, ચંદન, ગંધ, મૃદંગ, દર્પણ, મણિ, શ્રીગુરુ, અગ્નિ અને રવિને પુરુષ પ્રાતઃકાલમાં જુએ, અને નમસ્કાર કરે, તેથી તે આપત્તિઓથી મોકળો થાય છે.

પ્રાતઃકાલમાં ઊઠીને જે પુરુષ શ્રોત્રિયને, માતાને, અગ્નિને, ગાયને, મૃગને, ધાર્મિકને અને પૃથ્વીને જુએ છે તે પુરુષ આપત્તિઓથી મોકળો થાય છે.

ઊઠીને મુખશુદ્ધિને માટે કોગળા કરવા એમ શ્રીઅંગિરાઋષિ કહે છેઃ—

**उत्थाय पश्चिमे रात्रे, तत आचम्य चोदकम् ।**
**मुखशुद्ध्यर्थमादौ तु, गण्डूषत्रितयं चरेत् ॥**

**ભાવાર્થઃ**—પાછલી રાત્રે ઊઠીને આંખો ધોઇ પ્રથમ મુખશુદ્ધિને માટે ત્રણ કોગળા કરે, પછી શીતલજલનું આચમન કરે.

શય્યામાંથી ઊઠી ભૂમિસ્પર્શ કરતી વેલા બોલવાનો શ્લોક શ્રીમદનપારિજાતમાં નીચે પ્રમાણે કહ્યો છેઃ—

**समुद्रवसने देवि, पर्वतस्तनमण्डिते ।**

**विष्णुपत्नि नमस्तुभ्यं, पादस्पर्शं क्षमस्व मे ॥**

**ભાવાર્થઃ**—હે સમુદ્રરૂપ વસ્ત્રવાળી ! હે દેવિ ! હે પર્વતરૂપ સ્તનથી શોભાવાળી ! હે વિષ્ણુપત્નિ ! તમને નમસ્કાર હો. મારા ચરણસ્પર્શને ક્ષમા કરો.

મુખશુદ્ધિ કર્યા પછી મૂત્રપુરીષનો ( મૂત્રનો તથા મલનો ) ત્યાગ કરવા જવું. તેનો વિધિ **શ્રીઅંગિરા** નીચે પ્રમાણે કહે છેઃ—

**उत्थाय पश्चिमे यामे, रात्रेराचम्य चोदकम् ।**
**अन्तर्धाय तृणैर्भूमिं, शिरः प्रावृत्य वाससः ॥**
**वाचं नियम्य यत्नेन, निष्ठीवोच्छ्वासवर्जितः ।**
**कुर्यान्मूत्रपुरीषे तु, शुचौ देशे समाहितः ॥**

**ભાવાર્થઃ**-રાત્રિના પાછલ્યા પ્રહરમાં ઊઠીને આંખો ધોઇ, કોગળા કરી, શીતલજલનું આચમન કરી, તૃણોવડે ભૂમિનું આચ્છાદન કરી, વસ્ત્રવડે મસ્તક ઢાંકી, યત્નવડે વાણીને નિયમમાં રાખી, યથા-શક્તિ થુંક અને શ્વાસરહિત થઇ, મન શાંત રાખી, પવિત્રદેશમાં મૂત્રપુરીષ કરે.

ગામથી તથા નગરથી કેટલે દૂર પુરીષત્યાગમાટે જવું તે વિષે **શ્રીપરાશર** નીચે પ્રમાણે કહે છેઃ—

**ग्रामात् क्रमशतं गच्छेन्नगराच्च चतुर्गुणम् ॥**

**ભાવાર્થઃ**—ગ્રામથી સો ક્રમ અને નગરથી ચાર સો ક્રમ દૂર પુરીષત્યાગમાટે જાય.

દિવસે તથા રાત્રિએ કઈ દિશાભણી મુખ રાખી મૂત્રપુરીષનો ત્યાગ કરવો તે વિષે **શ્રીયાજ્ઞવલ્ક્ય** નીચે પ્રમાણે કહે છેઃ—

**दिवा सन्ध्यासु कर्णस्थब्रह्मसूत्र उदङ्मुखः ।**
**कुर्यान्मूत्रपुरीषे तु, रात्रौ चेद्दक्षिणामुखः ॥**

**ભાવાર્થઃ**—દિવસે અને બંને સંધ્યાઓમાં જનોઇ કંઠલંબિત કરી, જમણા કાનપર ચઢાવી, ઉત્તરમુખે બેસી, મૂત્રપુરીષનો ત્યાગ કરે; પણ રાત્રિએ તો દક્ષિણભણી મુખ રાખી, બેસી, મૂત્રપુરીષનો ત્યાગ કરે.

એના સંબંધમાં **શ્રીમનુભગવાન્** નીચે પ્રમાણે અપવાદ કહે છેઃ-

**छायायामन्धकारे वा, रात्रावहनि वा द्विजः ।**
**यथासुखमुखः कुर्यात्, प्राणबाधाभयेषु च ॥**

**ભાવાર્થઃ**—દિવસે અથવા રાત્રિએ છાયામાં કિંવા અંધકારમાં અથવા પ્રાણપીડાના ભયમાં દ્વિજ યથાસુખ મુખ રાખે.

શૌચની આવશ્યકતાવિષે **શ્રીદક્ષ** નીચે પ્રમાણે કહે છેઃ—

**शौचे यत्नः सदा कार्यः शौचमूलो द्विजः स्मृतः ।**
**शौचाचारविहीनस्य, समस्ता निष्फलाः क्रियाः ॥**

**ભાવાર્થઃ**—શૌચમાં સર્વદા યત્ન કરવો જોઇએ, કેમકે શૌચરૂપ હેતુથી દ્વિજ કહેલો છે. શૌચ અને આચારરહિતની સમગ્ર ક્રિયા નિષ્ફલા છે.

શૌચમાં અગ્રાહ્ય મૃત્તિકા **શ્રીવિષ્ણુપુરાણ**માં નીચેના સ્થલની કહી છેઃ-

**वल्मीकमूषिकोत्खातान्, मृदमन्तर्जलात्तथा ।**
**शौचावशिष्टां गेहाच्च, मृदः शौचे विवर्जयेत् ॥**

**ભાવાર્થઃ**—રાફડાની, ઉંદરના દરની, જલની અંતરની, શૌચ કરતાં અવશેષ રહેલી, અને ઘરની ભીંત આદિની મૃત્તિકાનો પુરુષ શૌચમાં ત્યાગ કરે.

વિટશૌચ ( દિશાએ જઈ આવ્યા પછીનું શૌચ ) કેવી રીતે કરવું તે વિષે **શ્રીમનુભગવાન્** નીચે પ્રમાણે કહે છેઃ—

**एका लिङ्गे गुदे तिस्रो, दश वामकरे तथा ।**
**उभयोः सप्त दातव्या, मृदः शौचोपपादिकाः ॥**

**ભાવાર્થઃ**—લિંગપર એક વાર, ગુદાપર ત્રણ વાર, ડાબા હાથપર દશ વાર, અને બંને હાથપર સાત વાર શૌચ સિદ્ધ કરનારી મૃત્તિકા લગાડવી.

મૂત્રત્યાગ કર્યા પછી કેવી રીતે શૌચ કરવું એ વિષે **શ્રીશાતાતપ** નીચે પ્રમાણે કહે છેઃ—

**एका लिङ्गे करे सव्ये, तिस्रो द्वे हस्तयोर्द्वयोः ।**
**मूत्रशौचं समाख्यातं, शुक्रे तद्द्विगुणं भवेत् ॥**

**ભાવાર્થઃ**—લિંગપર એક વાર, ડાબા હાથપર ત્રણ વાર ને બે હાથપર બે વાર મૃત્તિકા લગાડવી તે મૂત્રશૌચ કહ્યું છે; વીર્યત્યાગમાં તેનાથી બમણું શૌચ કરવું જોઇએ.

બ્રહ્મચારી આદિને વિશેષ શૌચ કરવાનું છે એમ **શ્રીમનુભગવાન્** નીચેનાં વચનોથી કહે છેઃ—

**एतच्छौचं गृहस्थानां, द्विगुणं ब्रह्मचारिणाम् ।**
**त्रिगुणं स्याद्वनस्थानां, यतीनां तु चतुर्गुणम् ॥**
**न्यूनाधिकं न कर्तव्यं, शौचे शुद्धिमभीप्सता ।**
**प्रायश्चित्तेन युज्येत, विहितातिक्रमे कृते ॥**

**ભાવાર્થઃ**—આ શૌચ ગૃહસ્થને માટે જાણવું. બ્રહ્મચારીએ આથી બમણું, વાનપ્રસ્થે ત્રણગણું અને સંન્યાસીએ ચારગણું કરવું. શુદ્ધિને ઇચ્છનારે શૌચમાં ન્યૂનાધિક ન કરવું. વિહિતનું ઉલ્લંઘન કરવાથી પુરુષ પ્રાયશ્ચિત્તને યોગ્ય થાય છે.

રાત્રિએ કરવાના તથા રોગાદિના સમયમાં કરવાના શૌચવિષે શ્રીદક્ષ નીચે પ્રમાણે કહે છે:-

**यद्दिवा विहितं शौचं, तदर्धं च निशि स्मृतम् ।**
**तदर्धमातुरे प्रोक्तमातुरस्यार्धमध्वनि ॥**

**ભાવાર્થઃ**—દિવસે જે શૌચનું વિધાન છે તેનું અર્ધ રાત્રિમાટે કહેલું છે, તેનું અર્ધ રોગીને માટે અને તેનું અર્ધ માર્ગવિષે કહેલું છે.

સ્ત્રી અને શૂદ્રના શૌચમાટે **શ્રીઆદિપુરાણમાં** નીચે પ્રમાણે કહ્યું છે:--

**स्त्रीशूद्रयोरर्धमानं, शौचं प्रोक्तं मनीषिभिः ॥**

**ભાવાર્થઃ**—ગૃહસ્થોના શૌચથી સ્ત્રીઓનું તથા શૂદ્રોનું શૌચ બુદ્ધિમાનોએ અર્ધપ્રમાણમાં કહ્યું છે.

કેવી રીતે હાથ રાખીને આચમન લેવું તે વિષે **શ્રીભરદ્વાજનું** નીચે પ્રમાણે વચન છે:—

**संहताङ्गुलिभिस्तोयं, गृहीत्वा दक्षिणेन तु ।**
**मुक्ताङ्गुष्ठकनिष्ठे तु, शेषेणाचमनं चरेत् ॥**

**ભાવાર્થઃ**—મળેલી આંગળીઓવડે જમણે હાથે જલ લઇ પછી અંગૂઠો અને કનિષ્ઠિકાને પૃથક્ રાખી શેષવડે અંગૂઠાના મૂલથી આચમન કરે.

આચમનમાં કેટલું જલ લેવું તે વિષે **શ્રીઉશનામુનિ** નીચે પ્રમાણે કહે છેઃ—

**माषमज्जनमात्रा हृदयङ्गमा भवन्ति ॥**

**ભાવાર્થઃ**—માષાભાર સુવર્ણની ગોળી ડુબે તથા હૃદયને સ્પર્શ કરે એટલું જલ આચમનમાં હોવું જોઇએ.

દંતધાવન કેવા પ્રકારનું લેવું તે વિષે **શ્રીવિષ્ણુ** નીચે પ્રમાણે કહે છેઃ-

**कण्टकिक्षीरवृक्षोत्थं, द्वादशाङ्गुलमव्रणम् ।**
**कनिष्ठिकाग्रवत्स्थूलं, कूर्चाग्रमग्रपर्वकम् ॥**

**ભાવાર્થઃ**—કાંટાવાળાં અને ક્ષીરવાળાં ( દૂધવાળાં ) વૃક્ષોનું બાર આંગળ લાંબું, છિદ્રવિનાનું અને કનિષ્ઠિકાના અગ્રજેવું જાડું દાતણ લઇ તેના આગળના ભાગમાં કૂચો કરવો.

શ્રીવિષ્ણુસ્મૃતિમાં સ્નાનનું પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—

**स्नातोऽधिकारी भवति, दैवे पित्र्ये च कर्मणि ।**
**पवित्राणां तथा दाने, जप्ये च विधिदर्शने ॥**

**ભાવાર્થઃ**—દેવકર્મમાં તથા પિતૃકર્મમાં, પવિત્રવસ્તુઓના દાનમાં અને વિધિપૂર્વક જપ કરવામાં સ્નાન કરેલો પુરુષ અધિકારી થાય છે.

સ્નાન કરવાના ગુણો **શ્રીયાજ્ઞવલ્ક્ય** નીચે પ્રમાણે કહે છેઃ—

गुणा दश स्नानपरस्य साधो, रूपं च तेजश्च बलं च शौचम् ।
आयुष्यमारोग्यमलोलुपत्वं, दुःस्वप्ननाशश्च यशश्च मेधा ॥

ભાવાર્થઃ—હે સજ્જન ! રૂપ, તેજ, બલ, પવિત્રતા, આયુષ્ય, આરોગ્ય, અલોલુપપણું, દુઃસ્વપ્નનાશ, યશ અને બુદ્ધિની વૃદ્ધિ એ દશ ગુણો સ્નાનમાં છે.

સંધ્યાદિ કર્મમાં બે ધોયેલાં વસ્ત્રોની આવશ્યકતાવિષે શ્રીનાગદેવનું નીચે પ્રમાણે વચન છેઃ—

स्नात्वैवं वाससी धौते, अक्लिष्टे परिधाय च ॥

ભાવાર્થઃ—સંધ્યાવંદનાદિ ઉત્તમકર્મો પૂર્વોક્તરીતે સ્નાન કરી, પછી સ્વચ્છ અને સારી રીતે ધોયેલાં બે વસ્ત્રો ધારણ કરી, કરવાં.

કર્મકાલે સૂકું વસ્ત્ર પહેરવામાટે શ્રીઆપસ્તંબનું નીચે પ્રમાણે વચન છેઃ—

आर्द्रवासास्तु यः कुर्याज्, जपहोमपरिग्रहान् ।
सर्वं तद्राक्षसं विद्यात्, कर्मजातं च यत्कृतम् ॥
यज्जले शुष्कवस्त्रेण, स्थले चैवार्द्रवाससा ।
जपो होमस्तथा दानं, तत्सर्वं निष्फलं भवेत् ॥

ભાવાર્થઃ—જે દ્વિજ ભીનાં કપડાંથી જપ, હોમ તથા પરિગ્રહરૂપ જે કર્મો કરે છે તેનાં તે બધાં કર્મો રાક્ષસકર્મો જાણવાં.

જલમાં સૂકાં કપડાં પહેરી કે ભૂમિપર ભીનાં કપડાં પહેરી જપ, હોમ તથા દાન કરવામાં આવે તે સર્વ નિષ્ફલ થાય છે.

કર્મકાલે વસ્ત્ર ( અંગુચ્છો અથવા રૂમાલ ) પાસે રાખવાના સંબંધમાં શ્રીવિષ્ણુપુરાણમાં નીચેનું વચન છેઃ—

**होमदेवार्चनाद्यासु, क्रियासु पठने तथा ।**
**नैकवस्त्रः प्रवर्तेत, द्विजो नाचमने जपे ॥**

**ભાવાર્થઃ**—હોમ ને દેવપૂજાદિ ક્રિયાઓમાં, પઠનમાં, આચમનમાં તથા જપમાં દ્વિજ એક વસ્ત્રવડે પ્રવૃત્ત ન થાય, અર્થાત્ બીજું ઉપવસ્ત્ર સમીપ રાખે.

કર્મકાલે શિખાબંધન કયા મંત્રવડે કરવું તે વિષે નીચેનું **શ્રીનાગદેવનું** વચન છેઃ—

**स्मृत्वोंकारं च गायत्रीं, निबध्नीयाच्छिखां ततः ॥**

**ભાવાર્થઃ**—ૐકાર અને ગાયત્રીમંત્ર બોલીને પછી શિખા બાંધવી.

જેને શિખા ન હોય તેણે કેમ કરવું તેનો નિર્ણય **શ્રીસંસ્કારભાસ્કરનાં** નીચે પ્રમાણે કર્યો છેઃ—

**खल्वाटादिकदोषेण, विशिखश्चेन्नरो भवेत् ।**
**कौशीं तदा धारयेत, ब्रह्मग्रन्थियुतां शिखाम् ॥**

**ભાવાર્થઃ**—ટાલ પડી જવાથી કે બીજા કારણથી પુરુષને કદાચ શિખા ન હોય તો તેણે બ્રહ્મગ્રંથિયુક્ત દર્ભની શિખા ધારણ કરવી.

ભસ્મધારણ કરવાનો પ્રકાર તથા તેનું ફલ **શ્રીકાત્યાયને** નીચે પ્રમાણે કહેલાં છેઃ—

**मध्याङ्गुलित्रयेणैव, स्वदक्षिणकरस्य च ।**
**त्रिपुण्ड्रं धारयेद्विद्वान्, सर्वकल्मषनाशनम् ॥**
**श्राद्धे यज्ञे जपे होमे, वैश्वदेवे सुरार्चने ।**
**धृतत्रिपुण्ड्रः पूतात्मा, मृत्युं जयति मानवः ॥**

**ભાવાર્થઃ**—પોતાના જમણા હાથની વચલી ત્રણ આંગળીઓ-વડે સર્વ પાપને નાશ કરનારા ત્રિપુંડ્રને વિદ્વાન્ ધારણ કરે.

શ્રાદ્ધમાં, યજ્ઞમાં, જપમાં, હોમમાં, વૈશ્વદેવમાં ને દેવપૂજામાં ત્રિપુંડ્ર ધારણ કરેલો પવિત્રાત્મા મનુષ્ય મૃત્યુને જિતે છે.

મતાંતરમાં નવીન યજ્ઞોપવીત ધારણ કરવાનો સમય નીચે પ્રમાણે કહ્યો છેઃ—

**सूतके मृतके चैव, गते मासचतुष्टये ।**
**नवयज्ञोपवीतानि, धृत्वा जीर्णानि संत्यजेत् ॥**

**ભાવાર્થઃ**—વૃદ્ધિસૂતક તથા મૃત્યુસૂતક ગયા પછી તથા ચાર ચાર માસે નવાં યજ્ઞોપવીતો ધારણ કરીને જૂનાંઓનો ત્યાગ કરે.

સંધ્યા કરવાની આવશ્યકતાવિષે શ્રીષડ્વિંશબ્રાહ્મણમાં નીચેનું વચન છેઃ—

**तस्माद् ब्राह्मणोऽहोरात्रस्य योगे सन्ध्यामुपासीत ॥**

**ભાવાર્થઃ**—તેટલામાટે બ્રહ્મની ઉપાસના કરનાર દ્વિજે રાત્રિએ અને દિવસે સંધિસમયે સંધ્યાવંદન કરવું.

સૂતકમાં સંધ્યા પ્રયોગપારિજાતમાં શ્રીભરદ્વાજે જે પ્રમાણે સંક્ષેપમાં કરવાની કહી છે,* ને જેનો વિધિ આ ગ્રંથમાં આગળ

---

*प्रयोगपारिजातेः—

**सूतके मृतके कुर्यात्, प्राणायाममंत्रकम् ।**
**तथा मार्जनमंत्रांस्तु, मनसोच्चार्य मार्जयेत् ॥**
**गायत्रीं सम्यगुच्चार्य, सूर्यायार्घ्यं निवेदयेत् ।**
**आचमनं न वा कार्यमुपस्थानं न चैव हि ॥**

અપાયો છે, તે પ્રમાણે તે કરવાની છે. એમાં ઉપરનું શ્રુતિવચન તથા **अहरहः संध्यामुपासीत** ॥ એ શ્રુતિવચન, અને **सूतके मृतके चैव संध्याकर्म न संत्यजेत्**॥ એ શ્રીપુલસ્ત્યનું વચન, તથા **जातके मृतके वापि संध्याकर्म न संत्यजेत्** ॥ એ શ્રીયમનું વાક્ય, અને **संध्यास्नानं त्यजन् विप्रः सप्ताहाच्छूद्रतां व्रजेत् । तस्मात् संध्यां च स्नानं च सूतकेऽपि न संत्यजेत्** ॥ એ શ્રીયોગીશ્વરનું વચન પ્રમાણરૂપ છે.

શ્રીકાત્યાયન અને શ્રીજાબાલિ સૂતકમાં સંધ્યા કરવાની ના કહે છે તેનો અર્થ બંને પ્રકારનાં વાક્યોની એકવાક્યતા કરવામાટે એવો કરવો કે સૂતકમાં પૂરી સંધ્યા ન કરવી, પણ પ્રયોગપારિજાતમાં જે રીતે શ્રીભરદ્વાજે આજ્ઞા કરી છે તે પ્રમાણે સંક્ષેપમાં કરવી, કેમકે સ્મૃતિથી શ્રુતિ બલવત્તર છે, અને સ્મૃતિઓમાં પણ વધારે ઋષિઓનો મત સંધ્યા કરવાનો છે, ને જેનો મત નથી તે પણ કેવલ નજ કરવી એવી રીતનો ન હોવો જોઇએ, કિંતુ સંક્ષેપમાં કિંવા માનસિક કરવી એવી રીતનો હોવો જોઇએ. જ્યારે એમ માનીએ ત્યારેજ તે સર્વ વાક્યોની એકવાક્યતા થાય છે, જો ન કરવી એમ લઇએ તો સ્પષ્ટ વાક્યોની વ્યવસ્થાજ થઇ શકતી નથી. વળી **अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः** ॥ એ શ્રુતિમાં દ્વિજને સંધ્યાવંદનાદિ નિત્યકર્મ ન કરવાથી દોષ કહ્યો છે, માટે સૂતકમાં પણ સંધ્યાનો સર્વથા ત્યાગ સંભવિત નથી.

સંધ્યા નહિ કરવાથી કોઇ પણ ધર્મકર્મમાં અધિકાર પ્રાપ્ત થતો નથી એમ શ્રીવ્યાસસ્મૃતિમાં નીચેના શ્લોકથી કહેલું છેઃ—

**तस्मान्नित्यं प्रकर्तव्यं, सन्ध्योपासनमुत्तमम् ।**
**तदभावेऽन्यकर्मादावधिकारी भवेन्न हि ॥**

ભાવાર્થઃ—"સંધ્યા નહિ કરનાર દ્વિજને મરણપછી શ્વાનયોનિની પ્રાપ્તિ થાય છે" ઇત્યાદિ વચનોમાં સંધ્યા નહિ કરવાથી દ્વિજને પાપની પ્રાપ્તિ કહી છે, તે પાપહેતુથી બચવામાટે દ્વિજે ઉત્તમ સંધ્યોપાસન નિત્ય કરવું. તે કર્યા વિના દ્વિજ અન્યકર્માદિમાં અધિકારી થતો નથી.

સંધ્યા કરવાનું ફલ મહામુનિ યાજ્ઞવલ્ક્ય નીચે પ્રમાણે કહે છેઃ—

**दिवा वा यदि वा रात्रौ, यदज्ञानकृतं भवेत् ।**
**त्रिकालसंध्याकरणात् , तत्सर्वं हि प्रणश्यति ॥**

ભાવાર્થઃ—દિવસમાં અથવા રાત્રિમાં અજાણતાં જે પાપ થયું હોય તે સર્વ ત્રણ કાલ સંધ્યાવંદન કરવાથી સારી રીતે નાશ પામે છે.

ત્રિકાલ સંધ્યા કરવાની આવશ્યકતા શ્રીવ્યાસભગવાને, શ્રીબૃહત્પરાશરે અને શ્રીશૌનકાદિએ પણ જણાવી છે. તેમનાં મૂલ વચનોમાટે આહ્નિકસૂત્રાવલિમાં સંધ્યાનું પ્રકરણ જુઓ.

જેને સંધ્યામાં આદર નથી તે બ્રાહ્મણ નહિ એમ મહર્ષિકાત્યાયને નીચેના શ્લોકથી કહ્યું છેઃ—

**एतत्सन्ध्यात्रयं प्रोक्तं, ब्राह्मण्यं यत्र तिष्ठति ।**
**यस्य नास्त्यादरस्तत्र, न स ब्राह्मण उच्यते ॥**

ભાવાર્થઃ—જેમાં બ્રાહ્મણપણું રહ્યું છે એવી ત્રણ સંધ્યા મેં તમને કહી, જેને તેમાં આદર નથી તે બ્રાહ્મણ કહેવાય નહિ.

પ્રાતઃસંધ્યાનો ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ કાલ શ્રીધર્મસારમાં નીચે પ્રમાણે કહ્યો છેઃ—

**उत्तमा तारकोपेता, मध्यमा लुप्ततारका ।**
**अधमा सूर्यसहिता, प्रातःसंध्या त्रिधा मता ॥**

**ભાવાર્થ:**—આકાશમાં તારાઓ દેખાતા હોય તે સમયે પ્રાતઃસંધ્યા કરવી તે ઉત્તમ, તારાઓનું અદર્શન થયે કરવી તે મધ્યમ, ને સૂર્યદર્શન થયે કરવી તે કનિષ્ઠ એમ પ્રાતઃસંધ્યા ત્રણ પ્રકારની માની છે.

સાયંસંધ્યાનો કાલ શ્રીયમે નીચે પ્રમાણે કહ્યો છે:—

**रवेरस्तमयात्पूर्वं, घटिकैका यदा भवेत् ।**
**सायंसंध्यामुपासीत, कुर्याद्धोमं च पूर्ववत् ॥**

**ભાવાર્થ:**—સૂર્યના અસ્તની પૂર્વે જ્યારે એક ઘડી દિવસ હોય ત્યારે સાયંસંધ્યાની ઉપાસના કરે, અને પૂર્વવત્ હોમ કરે.

આચમન કર્યા વિના કોઇએ શ્રૌતસ્માર્તકર્મનો આરંભ ન કરવો એમ શ્રીવાયુપુરાણમાં નીચેના વચનથી કહેલું છે:—

**क्रियां यः कुरुते मोहादनाचम्यैव नास्तिकः ।**
**भवन्ति हि वृथा तस्य, क्रियाः सर्वा न संशयः ॥**

**ભાવાર્થ:**—જે નાસ્તિક અજ્ઞાનથી આચમન કર્યા વિના કર્મ (સંધ્યાવંદનાદિ) કરે છે તેનાં સર્વ શાસ્ત્રીય કર્મો વૃથા થાય છે એમાં કાંઇ સંદેહ નથી.

શ્રીભરદ્વાજે મંત્રાચમનના મંત્રોનું વિધાન નીચે પ્રમાણે કર્યું છે:—

**सायमग्निश्च मेत्युक्त्वा, प्रातः सूर्येत्यपः पिबेत् ।**
**आपः पुनन्तु मध्याह्ने, ततश्चाचमनं चरेत् ॥**

**ભાવાર્થઃ**—**अग्निश्च मा** ઇત્યાદિ મંત્ર બોલી સાયંકાલે અને **सूर्यश्च मा** ઇત્યાદિ મંત્ર બોલી પ્રાતઃકાલે જલ પીએ,–આચમન કરે, તથા **आपः पुनन्तु** ઇત્યાદિ મંત્રવડે માધ્યાહ્નને આચમન કરે.

આચમન કરતી વેલા જમણા હાથને ડાબા હાથથી સ્પર્શ કરવો જોઇએ એમ **શ્રીવાયુપુરાણ**માં નીચેના વચનથી કહ્યું છેઃ—

**दक्षिणेनोदकं पीत्वा, वामेन संस्पृशेद्बुधः ।**

**तावन्न शुध्यते तोयं, यावद्वामेन न स्पृशेत् ॥**

**ભાવાર્થઃ**—આચમન કરતી વેલા ડાબા હાથથી જમણા હાથનો સ્પર્શ કરવો. જ્યાંસુધી ડાબા હાથથી સ્પર્શ ન કરે ત્યાંસુધી જલ શુદ્ધ થતું નથી.

આચમનના જલનું પ્રમાણ **શ્રીનાગદેવે** નીચે પ્રમાણે જણાવ્યું છેઃ-

**माषमात्रसुवर्णस्य, यत्र मज्जति वै मणिः ।**

**एतदाचमनं प्रोक्तं, पवित्रं कायशोधनम् ॥**

**ભાવાર્થઃ**—એક માષાભાર સોનાનો બનાવેલો મણિ જેટલા જલમાં ડુબી શકે એટલું જલ આચમનને માટે હાથમાં લેવું જોઇએ. એ પવિત્ર છે, અને શરીરને પવિત્ર કરે છે.

ત્રણ પ્રાણાયામવડે અહોરાત્રમાં થયેલા સામાન્ય પાપની નિવૃત્તિ થાય છે એમ **શ્રીઅત્રિએ** નીચેના વાક્યથી કહેલું છેઃ—

**प्राणायामांश्चरेत् त्रींस्तु, यथाकालमतंद्रितः ।**

**अहोरात्रकृतं पापं, तत्क्षणादेव नश्यति ॥**

**ભાવાર્થઃ**—જે ઉચિતકાલે આલસ્યરહિત થઇ ત્રણ પ્રાણાયામ કરે છે તેનું રાત્રિદિવસમાં કરેલું સામાન્ય પાપ તેજ ક્ષણે નાશ પામે છે.

અંતરનાં પાપોને પ્રાણાયામ બાળે છે એમ **શ્રીનાગદેવે** નીચેના વચનથી કહેલું છે:—

**यथा पर्वतधातूनां, दोषान्हराति पावकः ।**

**एवमन्तर्गतं पापं, प्राणायामेन दह्यते ॥**

**ભાવાર્થ**:—જેવી રીતે પર્વતની ધાતુઓના દોષોનું અગ્નિ હરણ કરે છે તેવી રીતે શરીરની ને મનની અંતર રહેલાં પાપો પ્રાણાયામવડે બળી જાય છે.

વૈદિક પ્રાણાયામનું સ્વરૂપ **શ્રીશૌનકે** નીચે પ્રમાણે કહ્યું છે:—

**प्रणवं व्याहृतीः सप्त, गायत्रीं शिरसा सह ।**

**त्रिः पठेदायतप्राणः प्राणायामः स उच्यते ॥**

**ભાવાર્થ**:—પ્રણવ, ( ૐ, ) સાત વ્યાહૃતિ અને શિરસહિત ગાયત્રી ત્રણ વાર ભણતાસુધી પ્રાણને રોકવો તે પ્રાણાયામ કહેવાય છે.

શ્રૌતસ્માર્તકર્મમાં સંકલ્પની આવશ્યકતાવિષે **શ્રીગૃહ્યધર્મે** નીચે પ્રમાણે કહ્યું છે:—

**संकल्पं च यथा कुर्यात्, स्नानदानव्रतादिके ।**

**अन्यथा पुण्यकर्माणि, निष्फलानि भवन्ति च ॥**

**ભાવાર્થ**:—સ્નાન, દાન ને વ્રતાદિમાં અવશ્ય સંકલ્પ કરવો, કેમકે તેમ કર્યા વિના બધાં પુણ્યકર્મો નિષ્ફલ થાય છે.

માર્જન કેવી રીતે કરવું એ વિષે **શ્રીયોગિયાજ્ઞવલ્કય** નીચે પ્રમાણે કહે છે:—

**आपो हि ष्ठेति तिसृभिः, ऋग्भिस्तु प्रयतः शुचिः ।**

नवप्रणवयुक्ताभिर्, जलं शिरसि निःक्षिपेत् ॥

ભાવાર્થ:—નવ પ્રણવયુક્ત **आपो हि ष्ठा** ઇત્યાદિ ત્રણ ઋચાઓ-વડે મસ્તકપર જલનું માર્જન કરવાથી દ્વિજ પવિત્ર થાય છે.

શ્રીશૌનક અઘમર્ષણથી પાપપુરુષને કેવી રીતે દૂર કરવો તેના સંબંધમાં નીચે પ્રમાણે કહે છે:—

उद्धृत्य दक्षिणे हस्ते, जलं गोकर्णवत्कृते ।
निःश्वासो नासिकाग्रे तु, पाप्मानं पुरुषं स्मरेत् ॥
ऋतं चेति त्र्यृचं वापि, द्रुपदां वा जपेदृचम् ।
दक्षनासापुटेनैव, पाप्मानमपसारयेत् ॥
तज्जलं नावलोक्याथ, वामभागे क्षितौ क्षिपेत् ॥

ભાવાર્થ:—જમણા હાથને ગાયના કાનજેવો આકાર કરી, તેમાં જલ લઇ, નાકના અગ્રભાગઆગળ રાખી, શ્વાસને રોકી, પાપપુરુષનું સ્મરણ કરવું, ને **ऋतं च** ઇત્યાદિ ત્રણ ઋચા અથવા **द्रुपदा** ઇત્યાદિ એક ઋચા ભણતાં જતાં અને જમણા નસકોરામાંથી નિ:શ્વાસ કાઢતાં જતાં પાપરૂપ પુરુષનું અપસારણ કરવું, પછી તે હાથમાં રાખેલા જલને જોયા વિના ડાબી બાજુએ પૃથ્વીપર નાંખી દેવું.

ત્રણે કાલે શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન કેવી રીતે કરવું ઇત્યાદિવિષે શ્રીવ્યાસ નીચે પ્રમાણે કહે છે:—

कराभ्यां तोयमादाय, गायत्र्या चाभिमन्त्रितम् ।
आदित्याभिमुखस्तिष्ठंस्त्रिरूर्ध्वं संध्ययोः क्षिपेत् ॥
सकृदेव तु मध्याह्ने, क्षेपणीयं द्विजातिभिः ॥

**ભાવાર્થ:**—બંને હાથથી જલ લઇ, પછી ગાયત્રીવડે અભિમંત્રિત કરી, આદિત્યની સંમુખ ઊભા રહી, બંને સંધ્યાઓમાં ત્રણ ત્રણ અર્ઘ્ય ઉંચે ઊછાળીને આપવા, પણ દ્વિજોએ મધ્યાહ્નને તો માત્ર એકજ અર્ઘ્ય આપવો.

ઉપસ્થાન ત્રણે કાલમાં કયા મંત્રોથી કરવું તે વિષે **શ્રીવ્યાસ**ભગવાન્ નીચે પ્રમાણે કહે છે:-

**सन्ध्यात्रयेऽप्येकमेव, उपस्थानं प्रचक्षते ।**

**उद्वयं उदुत्यं चित्रं, तच्चक्षुस्तिष्ठेद्दिवाकरम् ॥**

**ભાવાર્થ:**—ઊભા રહીને **उद्वयं० उदुत्यं० चित्रं०** ને **तच्चक्षु** ઇત્યાદિ ચાર મંત્રો ભણવારૂપ સૂર્યનું એકજ ઉપસ્થાન ત્રણે સંધ્યાઓમાં કહેવાય છે.

પગની કેવી રીતે સ્થિતિ રાખી ઉપસ્થાન કરવું તે વિષે **શ્રીયા**જ્ઞવલ્ક્યે નીચે પ્રમાણે કહ્યું છે:-

**संध्याद्वयेऽप्युपस्थानमेवमाहुर्मनीषिणः ।**

**तदसंयुक्तपार्ष्णिर्वा, ह्येकपादो द्विपादपि ॥**

**ભાવાર્થ:**—એમ બંને સંધ્યામાં ઉપસ્થાન છે એમ બુદ્ધિમાનો કહે છે. તે ઉપસ્થાન બંને પગની પાની પૃથ્વીને ન અડે તેમ ઊભા રહીને, અથવા એક પગે ઊભા રહીને, અથવા બે પગે ઊભા રહીને પણ કરવું.

ગાયત્રીજપ કેવી રીતે હાથ રાખીને કરવો, તથા કેવી સ્થિતિએ કરવો, તે વિષે **શ્રીધર્મપ્રવૃત્તિમાં** નીચે પ્રમાણે કહેલું છે:—

**प्रातर्नाभौ करं कृत्वा, मध्याह्ने हृदि संस्थितम् ।**
**सायं जपति नासाग्रे, जपस्तु त्रिविधः स्मृतः ॥**
**प्रातर्मध्याह्नयोस्तिष्ठन्, गायत्रीजपमारभेत् ॥**

**ભાવાર્થ**:—પ્રાતઃકાલે નાભિપર હાથ રાખીને, મધ્યાહ્ને હૃદયપર હાથ રાખીને, અને સાયંકાલે નાસાગ્રપર હાથ રાખીને જપ કરે. એમ જપ ત્રણ પ્રકારનો કહ્યો છે. પ્રાતઃકાલે તથા મધ્યાહ્ને ઊભા રહીને ગાયત્રીનો જપ કરે.

જપસંખ્યા **શ્રીસ્મૃત્યન્તરમાં** નીચે પ્રમાણે કહી છેઃ--

**सायं प्रातश्च मध्याह्ने, सावित्रीं वाग्यतो जपेत् ।**
**सहस्र परमां देवीं, शत मध्यां दशावराम् ॥**

**ભાવાર્થ**:--સાયંકાલે, પ્રાતઃકાલે અને મધ્યાહ્ને વાણીને નિયમમાં રાખી ગાયત્રીનો જપ કરે. સહસ્ર મંત્રનો જપ ઉત્તમ, શત મંત્રનો જપ મધ્યમ ને દશ મંત્રનો જપ કનિષ્ઠ છે.

**શ્રીયાજ્ઞવલ્ક્યે** નીચે પ્રમાણે બ્રહ્મયજ્ઞ કરવાનું કહ્યું છેઃ--

**वेदाथर्वपुराणानि, सेतिहासानि शक्तितः ।**
**जपयज्ञप्रसिद्ध्यर्थं, विद्यां चाध्यात्मिकां जपेत् ॥**

**ભાવાર્થ**:--બ્રહ્મયજ્ઞની સિદ્ધિને માટે શક્તિઅનુસાર ઇતિહાસોસહિત અથર્વાદિ વેદો, પુરાણો અને આધ્યાત્મિકવિદ્યાને (ઉપનિષદોને) જપે.

તર્પણની કર્તવ્યતા **શ્રીપુરાણસમુચ્ચયમાં** નીચે પ્રમાણે કહી છેઃ--

**देवताश्च मुनींश्चैव, पितृभ्यो यो न तर्पयेत् ।**
**देवादीनामृणी भूत्वा, नरकं स व्रजेदथ ॥**

**ભાવાર્થ**:—જે દ્વિજ દેવો, મનુષ્યો અને પિતૃઓને તર્પણવડે તૃપ્ત ન કરે તે દેવાદિનો ઋણી થઇ નરકને પામે છે.

ચારે વર્ણના લોકોએ પોતાના નામને અંતે કેવી રીતનો શબ્દ લગાડી તર્પણ કરવું તે વિષે **શ્રીબૌધાયન** નીચે પ્રમાણે કહે છે:—

**शर्मान्तं ब्राह्मणस्योक्तं, वर्मान्तं क्षत्रियस्य तु ।**

**गुप्तान्तं चैव वैश्यस्य, दासान्तं शूद्रजन्मनः ॥**

**ભાવાર્થ**:—બ્રાહ્મણે પોતાના નામને અંતે શર્મા, ક્ષત્રિયે વર્મા, વૈશ્યે ગુપ્ત અને શૂદ્રે દાસ જોડીને તર્પણ કરવું.

શ્રીપંચાયતનદેવતાનાં નામો **શ્રીવાચસ્પતિ** નીચે પ્રમાણે કહે છે:—

**आदित्यं गणनाथं च, देवीं रुद्रं च केशवम् ।**

**पञ्चदैवत्यमित्युक्तं, शर्मकर्मसु पूजयेत् ॥**

**ભાવાર્થ**:—**શ્રીસૂર્ય, શ્રીગણપતિ, શ્રીદેવી, શ્રીમહાદેવ** અને **શ્રીવિષ્ણુ** એ પંચાયતનદેવનાં નામો કહ્યાં છે. દ્વિજ બ્રહ્મકર્મોમાં તેમનું પૂજન કરે.

શ્રીશિવપંચાયતન કેવી રીતે સ્થાપન કરવું એ વિષે **શ્રીજ્ઞાનમાલા**-માં નીચે પ્રમાણે વચન છે:—

**यदा तु शङ्करं मध्ये, ऐशान्यां श्रीपतिं यजेत् ।**

**आग्नेय्यां च तथा हंसं, नैर्ऋत्यां पार्वतीसुतम् ॥**

**वायव्यां च सदा पूज्या भवानी भक्तवत्सला ॥**

**ભાવાર્થ**:—જ્યારે **શ્રીશંકર** મધ્યે હોય ત્યારે ઈશાનમાં **શ્રીવિષ્ણુ**-ને પૂજે, અગ્નિકોણમાં **શ્રીસૂર્યને** અને નૈર્ઋત્યમાં **શ્રીગણપતિને** પૂજે, તથા વાયવ્યમાં ભક્તવત્સલા **શ્રીભવાની** સર્વદા પૂજવાયોગ્ય છે.

ભસ્મના ત્રિપુંડ્રવિના અને રુદ્રાક્ષની માલાવિના પૂજેલા મહાદેવ ફલદાતા થતા નથી એમ **શ્રીલિંગપુરાણમાં** નીચેના શ્લોકથી કહ્યું છે:—

**विना भस्मत्रिपुण्ड्रेण, विना रुद्राक्षमालया ।**

**पूजितोऽपि महादेवो, न तस्य फलदो भवेत् ॥**

**ભાવાર્થ:**—ભસ્મના ત્રિપુંડ્રવિના અને રુદ્રાક્ષની માલાવિના પૂજેલા મહાદેવ પૂજનારને ફલદાતા થતા નથી.

વૈશ્વદેવના અભાવમાં **શ્રીબૃહત્પરાશરે** નીચે પ્રમાણે દોષ કહ્યો છે:—

**यदग्नौ हूयते नैव, यस्य ग्रासो न दीयते।**

**अभोज्यं तद्द्विजातीनां, भुक्त्वा चान्द्रायणं चरेत् ॥**

**ભાવાર્થ:**—જે અન્ન અગ્નિમાં હોમાયું નથી, અને જેનો ગ્રાસ અપાયો નથી. અર્થાત્ જેમાંથી વૈશ્વદેવ થયો નથી, તે અન્ન દ્વિજોને અભોજ્ય છે. ભોજન કરે તો પ્રાયશ્ચિત્તમાટે ચાંદ્રાયણ કરે.

વૈશ્વદેવનું ફલ **શ્રીમનુભગવાને** નીચે પ્રમાણે કહ્યું છે:—

**पञ्चसूना गृहस्थस्य, चुल्ली पेषण्युपस्करी ।**

**कण्डनी चोदकुम्भी च, तासां पापस्य शान्तये ॥**

**पञ्चकॢप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥**

**पञ्चैतान्यो महायज्ञान्, न हापयति शक्तितः ।**

**स गृहेऽपि वसन्नित्यं, सूनादोषैर्न लिप्यते ॥**

**ભાવાર્થ:**—ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણી અને પાણીઆરું એ પાંચ પાપસ્થાનો ગૃહસ્થના ઘરમાં છે. તેમના પાપની શાંતિને સારુ ગૃહસ્થોને માટે પ્રતિદિવસ પંચમહાયજ્ઞો કહ્યા છે. જે પંચમહાયજ્ઞો-

ને ત્યજતો નથી, પણ શક્તિઅનુસાર કરે છે, તે ઘરમાં વસતાં છતાં પણ પાપસ્થાનના દોષોથી લેપાતો નથી.

નિરગ્નિકે દેવયજ્ઞમાં બાર આહુતિઓ હોમવી એમ **શ્રીવ્યાસે** કહ્યું છે:--

**व्यस्ताभिर्व्याहृतिभिश्च, समस्ताभिस्ततः परम् ।**
**षड्भिर्देवकृतस्येति, मंत्रवद्भिर्यथाक्रमम् ॥**

**ભાવાર્થ:**--વ્યસ્તવ્યાહૃતિઓવડે (**भूः स्वाहा** ઇત્યાદિ ત્રણવડે) તથા સમસ્તવ્યાહૃતિઓવડે ( **भूर्भुवः स्वः स्वाहा**વડે ) અને પછી **देवकृतस्य** ઇત્યાદિ છ મંત્રોવડે તથા પ્રજાપતિમાટે અને સ્વિષ્ટકૃત-માટે એમ અનુક્રમે બાર આહુતિનો હોમ કરવો. [ આ નિયમ શુક્લ-યજુર્વેદના ને **અથર્વવેદ**ના દેવયજ્ઞમાં પળાયેલો છે, **સામવેદ**ના દેવયજ્ઞમાં ત્રણ આહુતિઓ વધારે છે, અને **ઋગ્**વેદના દેવયજ્ઞમાં એક આહુતિ ન્યૂન છે. ]

ભોજન કેવી રીતે કરવું તે સંબંધી **શ્રીદેવલ**નું નીચે પ્રમાણે વચન છે:-

**स्नात्वा प्रक्षाल्य पादौ च, स्रग्दाम्नावलंकृतः शुचिः ।**
**पञ्चयज्ञावशिष्टं च, यो भुंक्ते सोऽमृताशनः ॥**

**ભાવાર્થ:**-- સ્નાન કરી, અથવા પગો ધોઇ, પુષ્પમાલાદિ અલંકાર ધારણ કરી, પવિત્ર થઇ, પંચમહાયજ્ઞનું શેષ રહેલું જે જમે છે તે અમૃતનું ભક્ષણ કરનાર છે.

હાથવડે ન પીરસવાયોગ્ય પદાર્થો **શ્રીપૈઠીનસિએ** નીચે પ્રમાણે કહ્યા છે:—

**लवणं व्यञ्जनं चैव, घृतं तैलं तथैव च ।**
**लेह्यं पेयं च विविधं, हस्तदत्तं न भक्षयेत् ॥**

**ભાવાર્થઃ**—મીઠું, શાક, મરી, મરચું, અથાણું, મુરબ્બો, ચટણી ને રાયતાં આદિ, ઘી, તેલ, શીખંડાદિ ચાટવાયોગ્ય અને વિવિધ પીવાયોગ્ય પદાર્થ એ જો હાથથી આપેલાં હોય તો દ્વિજ તે ભક્ષણ ન કરે.

આપોશાનની આવશ્યકતાવિષે **શ્રીયાજ્ઞવલ્કય** નીચે પ્રમાણે કહે છેઃ-

**आपोशानेनोपरिष्टादधस्तादश्नता तथा ।**
**अनग्नममृतं चैव, कार्यमन्नं द्विजन्मना ॥**

**ભાવાર્થઃ**—ભોજનની પૂર્વે અને પછી દ્વિજોએ આપોશાનવડે અન્નને અનગ્ન અને અમૃતરૂપ કરવું જોઇએ.

પ્રાણાગ્નિહોત્રની આવશ્યકતા **શ્રીનાગદેવે** નીચે પ્રમાણે કહી છેઃ-

**ब्राह्मणो भोजनं कुर्यात्, प्राणाग्निहोत्रपूर्वकम् ।**
**यथोक्तविधिना नित्यं, न चैतद्व्यवगर्हयेत् ॥**

**ભાવાર્થઃ**--દ્વિજ ધર્મશાસ્ત્રમાં કહેલા વિધિવડે નિત્ય પ્રાણાગ્નિહોત્રપૂર્વક ભોજન કરે, પ્રાણાગ્નિહોત્રની અવગણના કરે નહિ.

ભોજનનો પ્રકાર **શ્રીપુલસ્ત્યે** નીચે પ્રમાણે કહ્યો છેઃ-

**अश्नीयात्तन्मना भूत्वा, पूर्वं तु मधुरान्नकम् ।**
**लवणाम्लौ तथा मध्ये, कटुतिक्तादिकं ततः ॥**

**ભાવાર્થઃ**—એકાગ્રચિત્તવાળો થઇ પ્રથમ મધુર અન્નનું ભક્ષણ કરે, મધ્યમાં ખારા તથા ખાટા પદાર્થો જમે, અને પછી કડવા તથા તીખા જમે.

દીવાનો સમય અને તેના ગુણો શ્રીમરીચિએ નીચે પ્રમાણે કહ્યા છે:—

**रवेरस्तं समारभ्य, यावत्सूर्योदयो भवेत् ।**
**यस्य तिष्ठद्गृहे दीपस्तस्य नास्ति दरिद्रता ॥**

**ભાવાર્થ:**—સૂર્યાસ્તથી આરંભીને સૂર્યોદયપર્યંત જેના ગૃહમાં દીપક પ્રકાશે છે તેને દરિદ્રપણું પ્રાપ્ત થતું નથી.

શ્રીયાજ્ઞવલ્કય શયનકાલ નીચે પ્રમાણે કહે છે:—

**उपास्य पश्चिमां सन्ध्यां, हुत्वाग्नींस्तानुपास्य च ।**
**भृत्यैः परिवृतो भुक्त्वा, नातितृप्याथ संविशेत् ॥**

**ભાવાર્થ:**—સાયંસંધ્યાની ઉપાસના કરી, અગ્નિમાં હોમ કરી, તથા તેની ઉપાસના કરી, દાસોસહિત અલ્પભોજન કરી શયન કરે.

શયનની દિશાનો નિર્ણય શ્રીવિષ્ણુપુરાણમાં નીચે પ્રમાણે કહ્યો છે:-

**प्राच्यां दिशि शिरः शस्तं, याम्यायामथवा नृप ।**
**सदैव स्वपतः पुंसो, विपरीतं तु रोगदम् ॥**

**ભાવાર્થ:**—હે રાજન્! પૂર્વદિશાભણી અથવા દક્ષિણદિશાભણી શિર રાખી પુરુષે સર્વદા શયન કરવું એ પ્રશસ્ત છે. વિપરીતદિશાભણી શયન કરવું એ રોગદાતા છે.

## ॥ इति अतिउपयोगी प्रमाणोनो लघुसंग्रह ॥

## ॥ वेदोनुं ने माध्यंदिनशाखानुं वर्णन ॥

વેદ ચાર છે, ઋક્, યજુષ્, સામ ને અથર્વણ. પ્રથમના ત્રણમાં કર્મકાંડાદિનો ભાગ વિશેષ હોવાને લીધે તેનો વારંવાર ઉપયોગ થતો. માટે અથર્વણને પૃથક્ ગણી કેટલાક વેદત્રયી એમ પણ ગણના કરે છે. ઋગ્વેદ પદ્યરૂપ છે, અને તેમાં બહુના દેવતાની સ્તુતિનાં સૂક્તો છે. તેનું પરિમાણ ૧૮૦૦૦ છે. તેમાં ૧૦૫૮૦ ઋક્ અને ૭૪૨૦ બ્રાહ્મણ છે. ઋગ્વેદમાં ૧૦ મંડલ, ૧૦૦ ( કેટલાકને મતે ૮૫ ) અનુવાક, ૧૦૦૦* સૂક્ત, ૧૦૪૦૨ ઋચા, ૧૫૩૮૨૭ ( મતાંતરે ૧૫૩૮૨૬ ) પદ, ને ૪૩૨૦૦૦ અક્ષર છે. બીજી રીતે કહીએ તો તેમાં ૮ અષ્ટક, ૬૪ અધ્યાય, ને ૨૦૦૬ વર્ગ છે. તેની શાખા એકવીશ છેઃ—શાકલ, બાષ્કલ, આશ્વલાયન, શાંખાયન, માંડૂક, ઐતરેય, કૌષીતકિ, શૈશરી ને પૈંગી ઇત્યાદિ. તેમાં આરંભની પાંચ મુખ્ય શાખા ને બાકીની ઉપશાખાઓ ગણાય છે. તેમાં પણ વર્તમાનસમયમાં તો માત્ર શાકલશાખાજ મળી શકે છે, બીજી શાખાઓનો લોપ થયો છે. શાંખાયન, કૌષીતકિ અને ઐતરેય એ ઋગ્વેદનાં બ્રાહ્મણ છે. યજ્ઞકાર્યમાં દેવતાઓની સ્તુતિ કરી તેમનું આવાહન કરવું એ કાર્ય ઋગ્વેદીય ઋત્વિજ્ જેને હોતા કહે છે તે કરે છે.

યજુર્વેદ પ્રાયશઃ ગદ્યરૂપે છે, ને તેમાં યજ્ઞાદિને લગતું વર્ણન મુખ્ય છે. તે સંહિતા બે પ્રકારની છે, કૃષ્ણ અને શુક્લ અથવા તૈત્તિરીય અને વાજસનેયી. બ્રાહ્મણસહિત કૃષ્ણયજુર્વેદની સંખ્યા

---

* ૧૦૧૭ સૂક્તો છે, પણ સરખી સંખ્યા કરવામાટે ૧૦૦૦ ની ગણના ગ્રંથોમાં કરી છે. વાલખિલ્યસહિત ૧૦૨૮ સૂક્તો છે.

૧૮૦૦૦ છે, ને શુકલયજુર્વેદની ૧૯૦૦× છે, તથા તેના બ્રાહ્મણનું પરિણામ ૭૬૦૦ છે. કૃષ્ણયજુર્વેદની ૮૬ શાખા છે. જેમાંની ઘણી ખરી નાશ પામી ગઈ છે, ને તેમનાં નામો પણ લોકોના જાણવામાં નથી, માત્ર તેમાંની કેટલીકનાં નામો ભિન્ન ભિન્ન ગ્રંથોમાં આ પ્રમાણે મળી આવે છે:—

ચરક, આહ્વરક, કઠ, પ્રાચ્યકઠ, કાપિષ્ઠલકઠ, ચારાયણીય, વારતંતવીય, શ્વેતાશ્વતર, ઔપમન્યવ, પાતા, ઐડિનેય, માનવ, વારાહ, દુંદુભ, છાગલેય, હારિદ્રવીય, શ્યામ, શ્યામાયણીય તૈત્તિરીય, ઔખીય, ખાંડિક્ય, કાલેય, શટિયાયનીય, હિરણ્યકેશીય, ભારદ્વાજીય, આપસ્તંબીય, ઔઢેય, મોનેય અને મૈત્રાયણીય. શુકલયજુર્વેદની પંદર શાખા આ પ્રમાણે છે:—કાણ્વ, માધ્યંદિન, જાબાલ, બુધેય, શાપેય સ્થાપાયનીય, કપોલ, પૌંડ્રવત્સ, આવટિક, પરમાવટિક, પારાશરીય, વૈણેય, વૈધેય, વૈનતેય ને વૈજવ. કૃષ્ણયજુર્વેદને તૈત્તિરીયબ્રાહ્મણ છે, અને શુકલયજુર્વેદને શતપથબ્રાહ્મણ છે. યજ્ઞમાં આહુતિ આદિ અર્પણ કરનાર યજુર્વેદનો ઋત્વિજ્ હોય છે, તેને અધ્વર્યુ કહે છે.

સામવેદ પૂર્વ અને ઉત્તર એમ બે ભાગમાં વહેંચાયેલો છે. તેનું પરિમાણ ઉપનિષદ્સહિત ૮૦૧૪ છે. આ વેદની ૧૦૦૦ શાખા હતી,

× આ સંખ્યા પણ ચરણવ્યૂહમાં સમાન સંખ્યારૂપે કહી છે. યજુર્વેદકલ્પતરુમાં મંત્રની સંખ્યા ૧૯૭૫, અક્ષરની સંખ્યાં ૯૦૫૨૫, અને અર્દ્ધઅનુસ્વારની સંખ્યા ૧૨૩૦ કહી છે. એ વેદમાં ૧૪ કાંડ, ૪૦ અધ્યાય ને ૩૦૩ અનુવાક છે. પ્રથમના ૩૯ અધ્યાયમાં મુખ્યત્વે યજ્ઞાદિકર્મકાંડની સમજ ને તેમાં ઉપયોગી મંત્રો છે, અને છેલ્લા એટલે ૪૦ મા અધ્યાયમાં જ્ઞાનોપદેશ છે. એ અધ્યાય તેજ ઈશોપનિષત્.

તેમાંની હમણાં જે ઉપલબ્ધ થઇ શકે છે તેમનાં નામો આ પ્રમાણેઃ-રાણાયનીય, સાત્યમુગ્ર્ય, કાલાપ, મહાકાલાપ, લાંગલિક, શાર્દૂલીય ને કૌથુમ. કૌથુમશાખાના ૭ ભેદ છે, તે આ રીતેઃ-આસુરાયણ, વાતાયન. પ્રાંજલીય, વૈનધૃત, પ્રાચીનયોગ્ય ને નૈગેય. આ વેદનાં આઠ બ્રાહ્મણો હમણાં મળી શકે છે, તેમનાં નામોઃ-પ્રૌઢ, ષડ્વિંશ, સામવિધાન, મંત્રબ્રાહ્મણ, આર્ષેય, દેવતાધ્યાય, વંશ અને સંહિતોપનિષદ્બ્રાહ્મણ. આ સામવેદ બહુધા ઋગ્વેદના નવમા મંડલના મંત્રોને મળતો આવે છે, અને તે ગાનમય છે. તેમાં સમગ્ર ઋચા ૧૫૪૯ છે તેમાંનો કાંઇક પાઠ સાંપ્રતના ઋગ્વેદના પાઠથી ભિન્ન છે. તે પાઠ ભિન્ન ભિન્ન શાખામાંનો હશે એમ જણાય છે. ૧૫૪૯ ઋચામાં ૭૮ ઋચા ઋગ્વેદની નથી, પણ ભિન્ન છે. યજ્ઞમાં આવાહન કરેલા દેવોને ગાનથી સંતોષ પમાડવાનું કામ સામવેદીય ઋત્વિજ્ કરે છે ને તે ઉદ્ગાતા કહેવાય છે.

અથર્વણવેદના ૨૦ અધ્યાય, ૧૦૦ પ્રપાઠક, ૧૨૩૦૦ મંત્રો ને નવ શાખા છે. નવ શાખાનાં નામો આ પ્રમાણેઃ-પિપ્પલાદ, શૌનકીય, દામોદ, તોત્તાયન, જાયલ, બ્રહ્મપાલાશ, કુનખ, દેવદર્શી ને ચારણ. અથર્વણવેદનું ગોપથનામનું બ્રાહ્મણ છે.

કૃષ્ણ અને શુક્લ એમ યજુર્વેદના બે વિભાગ જે ઉપર કહેવામાં આવ્યા, તે શી રીતે થયા તેનું નિરૂપણ શાસ્ત્રમાં આ પ્રમાણે કરવામાં આવે છેઃ-પૂર્વે શ્રીમદ્વેદવ્યાસે પોતાના પૈલ, વૈશંપાયન, જૈમિનિ અને સુમંતુ એ નામના ચાર શિષ્યોપર અનુગ્રહ કરી તેમને અનુક્રમે ઋક્, યજુષ્, સામ અને અથર્વણ એ વેદ ભણાવ્યા. શ્રીવૈશંપાયને પોતે અધ્યયન કરેલા યજુર્વેદની ૮૬ શાખા કરી તે પોતાના શિષ્યોને શીખવી શ્રીયાજ્ઞવલ્ક્યે પ્રથમ પોતાના મામા ઉક્ત

વૈશંપાયનઋષિપાસે વેદવિદ્યાનો અભ્યાસ કર્યો હતો, પણ પાછળથી પ્રસંગવશાત્ તે શીખેલી વેદવિદ્યા તેમને પોતાના ગુરુની આજ્ઞાથી વમન કરવી પડી હતી અંગારારૂપે વમન કરેલી એ વિદ્યાને વૈશંપાયનના બીજા વિદ્યાલોભી શિષ્યો તિત્તિરપક્ષીનું (તેતરનું) રૂપ ધારણ કરીને ભક્ષણ કરી ગયા. અંગારારૂપે વમન કરેલી અને બીજા શિષ્યોએ ભક્ષણ કરેલી તે વેદવિદ્યા ત્યારથી કૃષ્ણયજુર્વેદને નામે પ્રસિદ્ધ થઇ. પશ્ચાત્ શ્રીયાજ્ઞવલ્કયે ઉગ્ર તપ કરી શ્રીસૂર્યપાસેથી વેદવિદ્યાની પ્રાપ્તિ કરી. પોતે મધ્યાહ્નસમયે પ્રાપ્ત કરેલા એ વેદનું નામ શુકલયજુર્વેદ કહેવાયું. એ શુકલયજુર્વેદની પંદર શાખાઓ કરી તેમણે પોતાના શિષ્યોને તેમનું અધ્યયન કરાવ્યું. તેમાં મધ્યંદિનનામના ઋષિએ શ્રીયાજ્ઞવલ્કય મહામુનિ પાસેથી જે શાખા સંપાદન કરી તેનું નામ માધ્યંદિન. શ્રીશુકલયજુર્વેદની પ્રવૃત્તિ વાજસનિઋષિના પુત્ર ઉક્ત શ્રીયાજ્ઞવલ્કય-દ્વારા થવાથી તે વેદને વાજસનેયીશાખા પણ કહે છે. શ્રીયાજ્ઞવલ્કયે યાજ્ઞવલ્કયશિક્ષા, પ્રતિજ્ઞાસૂત્ર ને યાજ્ઞવલ્કયસ્મૃતિ એ ગ્રંથો રચ્યા છે. તેઓ વેદવિદ્યા, યોગવિદ્યા અને વેદાંતવિદ્યાના આચાર્ય હતા તેમણે રાજર્ષિ જનકે એકઠી કરેલી બ્રાહ્મણોની સભામાં ઘણા ઋષિઓનો બ્રહ્મસ્વરૂપને લગતા સંવાદમાં પરાજય કરી રાજર્ષિ જનકને બ્રહ્મવિદ્યાનો બોધ કર્યો હતો.

શ્રીયાજ્ઞવલ્કયની શિષ્યપરંપરામાં દ્વાપરયુગમાં શ્રીકાત્યાયનનામના ઋષિ થયા. તેમણે કાત્યાયનશ્રૌતસૂત્રનામનો વાજસનેયીશાખાનાં શ્રૌતકર્મોનો નિર્ણાયક ગ્રંથ લખ્યો છે, જે ગ્રંથને આધારે હમણાં એ શાખાના દ્વિજો પોતાનાં શ્રૌતકર્મો કરે છે. શ્રીકાત્યાયનઋષિની શિષ્યપરંપરામાં શ્રીપારસ્કરનામના ઋષિ કલિયુગના આરંભમાં થયા, તેમણે પારસ્કરગૃહ્યસૂત્રનામનો સ્માર્તકર્મોનો નિર્ણાયક ગ્રંથ લખ્યો

છે. તેને આધારે હમણાં વાજસનેયીશાખાના દ્વિજોનાં સ્માર્તકર્મો થાય છે.

अनेन भगवान् श्रीमद्दक्षिणाशामुखः शिवः ।
गुर्वात्मा प्रीयतां नित्यमात्मज्ञानप्रदः सताम् ॥
॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

॥ समाप्तोऽयं ग्रंथः ॥



॥ ॐ ॥

# ॥ श्रीयजुर्वेदीय आह्निकप्रकाश ॥

## ॥ अनुक्रमणिका ॥

# પુસ્તકોનું વિજ્ઞાપન.

શ્રીઉપનિષદો ૧૧૮–તેમાં ૧૨ મૂળ શબ્દાર્થ તથા તેનું વિવેચન અને ૧૦૬ ઉપનિષદોનો સાર. બીજી આવૃત્તિ. રૂ. ૬–૦–૦ [illegible] કાચા પુંઠાવાળું. રૂ ૩–૦–૦ પાકા પુંઠાવાળું. રૂ. ૩–૮–૦. [illegible] સોનેરી પાકા પુંઠાવાળું. રૂ. ૩–૮–૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ દ્વિતીય કિરણ ને તૃતીય કિરણ. પ્રત્યેકના. રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર ચતુર્થ કિરણ. રૂ. ૧–૨–૦ સુબોધકલ્પલતા. રૂ. ૦–[illegible]– મનુષ્યમિત્ર. રૂ. ૦–૪–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ સુધી ભેળું પુસ્તક. રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ રૂ. ૦–૮– ઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ રૂ. ૧–૨–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦ સુધીનું ભેળું પુસ્તક. રૂ. ૦–૭–૦ સ્વાભાવિકધર્મ. રૂ. ૦–૨–૦ ઉલટી વાણીનું સ્પષ્ટીકરણ રૂ. ૦–૧–૬ શ્રીનાથ[illegible]. રૂ. ૦–૨–૬ શ્રીપ્રભુવિસ્તારપદ. રૂ ૦–૨–૦ શ્રીમંતયોગી[illegible]. રૂ. ૦–૮–૦ શ્રીયોગપ્રભાકર. રૂ. ૦–૩–૬ તાત્પર્યબોધિનીટીકા[illegible] ગીતાદિ પંચરત્ન. સુધારેલી બીજી આવૃત્તિ. રૂ. ૧–૮–૦ પ્રશ્નપદ. રૂ. ૦–૩–૦ કર્તવ્યબોધ. રૂ. ૦–૮–૦ સદુપદેશમાળા ભાગ પહેલો. રૂ. ૦–૩–૬ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦–૧–૦ સદુપદેશ[illegible]. રૂ. ૦–૧–૦ [illegible]દીપિકાટીકાવાળાં શ્રીમદ્ભગવદ્ગીતા પાંચમી આવૃત્તિ. રૂ. ૩–૮–૦ [illegible]. રૂ. ૦–૫–૦

ઉપરના ગ્રંથો નીચે લખેલે ઠેકાણેથી વિ૦પિ૦ થી [illegible] મૂલ્યથી મળી શકશે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ**

**બીલખા** [illegible].

ઉપરનાં બધાં પુસ્તકો અમદાવાદ–રીચીરોડ [illegible] સામે દુકાન નં. ૬૧૮૫ એ ઠેકાણે **પટેલ–ચતુરભાઈ આશાભાઈની** પાસેથી પણ મળશે.